મેસર્સ એમ. એમ. અને કંપની—પુસ્તક ૩ જું.

# ભાનુકુમાર.

અનુવાદક,

કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ.

Printed and Published by Bhagvanlal Tribhuvan Bhatt
at The Subodhini Printing Press,
305, Bazargate, Fort, BOMBAY

FOR

**Messrs. M. M. & Co.**

*Book-Sellers and Publishers.*



વિ. સ. ૧૯૭૧ ઈ. સ. ૧૯૧૪

પ્રથમાવૃત્તિ

પ્રત. ૨૦૦૦

મૂલ્ય ૦—૮—૦

# श्री हिंद देवीनो विजय.



પરમ ઉપકારક હિંદ માતાના ખોળામાં રમનાર તેનાં સંતાનો પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરે તેમાં શું આશ્ચર્ય ?

# અનુક્રમણિકા.





—:o:—

# ભાનુકુમાર.

## પ્રકરણ ૧ લું.

### " એક પ્રવાસી. "




ગની આંટી મારી એક હાથ કેડે ને બીજો દાઢીએ દઈ દૃષ્ટિવનને વીંધી ગગનભણી ફેંકતો એક તરૂણયુવક, નિર્જન વનને મોખરે ઉભો રહી, સૃષ્ટી સૌન્દર્યનું નિરીક્ષણ કરતાં કરતાં, એકલો એકલો બોલતો હતો કેઃ—" શી શાન્તિ! સર્વત્ર શીતળતા, સ્વચ્છતા અને સુન્દરતાજ!!! અહીંના ચેતનમાં માનવીના જડ હૃદયજેવી નિષ્ઠુરતા નથી; આલમનો ત્રાસજનક ઘોંઘાટ નથી! સંસારનાં વિષમવાતાવરણ નથી; નથી મોહક પદાર્થો, નથી ઘડીભરનાં સ્વપ્ન, નથી શુષ્ક લહરીઓ અને સંધ્યાના રંગજેવો ક્ષણભર વીજળી પેઠે ડોકિયું કરી ભાગી જતો આનન્દ! પણ—પણ ત્યાંની પેઠે ઉડતા આગીયાનાં તેજ તો કદી કદી અહીંયે દેખાય છે. તથાપિ તેથી શું? અહીં ઇમારતોનો આંતરો નથી કે જેથી સવિતાનારાયણના તેજનો અંબાર સઘળે સ્થળે સમાન ળાય નહિ. સહસ્ર રશ્મિ સંપુર્ણ તપે છે ને એમજ ઇન્દુ અમૃત વર્ષાવે છે; અહીં માયા ભરપુર છે પણ ત્યાંના જેવી મોહક નથી લાગતી, અહિં દેવનો સ્નેહ છલકાય છે ને એને

ખીલનાર આ વનસ્પતી, વૃક્ષો, પેલા પર્વતો, પર્વતોમાં ગુફા કરી બેઠેલાં જાનવરો, પક્ષીઓ વગેરે ત્યાંના જેવાં અશ્રદ્ધાળુ નહિ હોય ! દેવ ! દેવ ! વન્દન હો ત્હને; અરેરે ! મને આવામાંજ કાં ન અવતાર આપ્યો ! ઋષિમુનિની પર્ણકુટીમાં જન્મ્યો હત તો મનુ બાળકના સંસારથી આ નિરાળા સંસારની સીમા અનુભવી શકત પણ એ વાચ્છના હવે ફળી શકે ?

શુદ્ધ હેતુ પુરઃસર બોલતો તરૂણ ગમગિનીભર્યે ચ્હેરે થોડી વાર અવાક, હલોજ રહ્યો; દૃષ્ટિને નીચી ઢાળી દીધી હતી અને કેડ તેમજ દાઢીવાળો હાથ ત્યાંથી લઇને અદબવાળી ઉભો હતો.

તરૂણનું વય લગભગ વીસ વર્ષનું હતું. બાંધો એનો મજબુત હતો શરીર ઘઉંવર્ણું હતું, લલાટ ભવ્ય અને તેજોમય હતું, કાન્તિ ભરાવદાર હતી ચ્હેરાપર શૌર્ય, વીરત્વ અને એટલીજ સ્નેહાર્દ્રી શાંતતા સાથે સાથે ગમાગમી અને આર્દ્રતા પણ ખરી—અને આ પરથા પ્રતીતિ થતી હતી કે તે તરૂણનું ઉંડું અંતર ભર્યું હોવું જોઇએ.

"હાય ! મરી ગઇ !" તરૂણનું દ્રવતું હૃદય આ કારમી ચીસ તરફ ખેંચાયું; જે તરફથી આ રવ કર્ણગોચર થયો હતો તે તરફ તરૂણ ફર્યો અને પહોંચે ત્યાંસુધી દ્રષ્ટિ નાખી—તથાપિ બીજો કશો અણસારો સંભળાયો નહિ તેમજ કંઇ પણ ચળવળ માલુમ પડી નહિ.

"આ........ ..." તરૂણને આટલોજ ધ્વનિ બસ હતો, આવેલા દર્દનની દિશા તાકી હવે ઉતાવળો ઉતાવળો તરૂણ તે તરફ વહ્યો અને આ કારમી ચીસને અંગે જન્મ પામતી કરૂણા આગળ પોતે પોતાની વિતક વાત થોડી વિસારે પાડવા લાગ્યો.

અજવાળીરાત હતી એટલે એ વગર હરકતે જોઇ શકયો કે ચીસ પાડનાર એક બાઇ હતી કે જે પીપળાના વૃક્ષની શાખાએ ઉંધા મસ્તકે લટકાઇ રહી હતી "ભૂતનો વાસ પીપળે" આવો ખ્યાલ લટકાઇ રહેલી બાળાને જોનાર વીરપુરૂષના

હૃદયમાં ઉદ્‌ભવ્યો નહિ અને તરતજ કમરે કસેલી અસિ પર હાથ દઇ તે સખેદાશ્ચર્ય પામતો વૃક્ષ પર ચઢ્યો અને લટકાઈ રહેલી આ વાળી ડાળીને યત્નપુર્વક પોતાના તરફ ખેંચી બેભાન સ્રીને બાંધેલી હતી ત્યાંથી મુક્ત કરી હળવેથી નીચે ઉતારી.

બેભાન સ્રીની ઉમ્મર સોળવર્ષથી વધારે ન હતી, આવી યુવાન સ્રીને કોણે ફસાવી હશે અને શામાટે ? તેનો વિચાર કરતો તરૂણ, તરૂણી શુદ્ધિમાં આવે એવા ઉપચારો કરવા લાગ્યો અને ક્ષણે ક્ષણે એના મુર્જાવશ પણ શાન્ત અને આનંદમય જણાતા વદનકમળ સામે દયાર્દ્ર દ્રષ્ટિથી જોયા કરતો-જોઇને "અરેરે" ના ઉદ્‌ગાર સાથે એક ઉંડો નિઃશ્વાસ પણ નાખતો અને જ્યારે છેક રહેવાતું નહિં ત્યારે લવી જતો પણ ખરો કેઃ—મૂર્ખ મનુ ક્યાં ક્યાં કાળા ડાઘ દે છે ! આવા પવિત્ર વિમલ અને વિશુદ્ધ મનમાં પણ પોતાના જડ હૃદયની નિષ્ઠુરતાનો છાપો—આવાં કાળાં કર્મ કરીને માર્યા શિવાય રહેતો નથી ! હર ! હર !..." વગેરે

પછી કેટલીકવારે બાળા શુદ્ધિમાં આવી અને ઘેનમાંથી જેમ આંખ ઉઘાડે એવી રીતે એની આંખ ઉઘડી; આથી તરૂણના ખિન્ન હૃદયમાં હવે પ્રફુલ્લતા ફેલાઈ, ઉંચુ જોઇ એ પ્રભુનો ઉપકાર માનતો હોય એવું બાળાને અનુમાન થયું, ધીમે રહીને બાળા બેઠી થઇ તરૂણની સન્નિધાન બેઠી અને કશાજ સંકોચ શિવાય-જાણે અતિ ક્ષુધાએ ખુબ શિથિલ ગાત્ર થયાં હોય-તેવી સ્થિતિવત્‌ હોઇ તરૂણના ખભાએ પોતાના બન્ને હાથ ટેકાવી નીચી ડોક નમાવી કરૂણસ્વરે કહેવા લાગી; "ભલા ભગવાન ! ઉંચું જોઇ આપ ઇશ્વરની ઝાંખી કરતા જણાઓ છે; દુઃખીનાં દિલમાં વસતા દેવની ઝાંખી કરનાર દેવ ! તમે ઇશ્વરનો ઉપકાર માનતા હો તો ભલે માનો, પણ મને તમારો ઉપકાર માનવા દો."

"ઉપકાર અંતર્યામિનો" બાલિકાના અનાથ હાથને ખભાપરથી નીચે ઢાળતાં તરૂણ બોલ્યો-" બાળા ! ઉપકાર માનવા જેવું મેં કશુંજ કીધું નથી પણ તમને અહિં—"

"મારો જતો જીવ બચાવ્યો, મને નવજીવન બક્ષ્યું, તેને મારા નોધારાના આધારરૂપ કેમ ન માનું? દુઃખી માના બેલીનાં એઠાં વાસણ કાં ન માંજું! અહોકાળ સેવા ઉઠાવું તો પણ આ સાટું તો ના વળે."

"વટેમાર્ગુની જે ફરજ છે તેજ માત્ર તક મળતાં મેં અદા કરી, તે ઉપરાંત કશુંજ કીધું નથી કે અદા કરવામાં મારે કશું વેઠવું પડયું પણ નથી; પછી ઉપકાર ને સ્થાન ક્યાં રહ્યું? ઉપકાર માનવામાં આવે તો હું નઠોર કહેવાઉં અર્થાત્ કોઇ કઠોર કાળજાનો હોય તેજ આવા ભયંકર બનાવને ટગર ટગર જોઇ રહે! બાળા? તું મને એવો ધારે છે?"

પુરૂષને નહિ પહોંચાય અથવા વિવાદમાં ઉતરવાનો આ સમય નથી નહિ તો ત્રણે જણ પાછાં ફસાઇ પડીશું."

"ત્રણ? ત્રણ કોણ!"

"અરે! મારી બ્હેન પણ અહિં છે."

"તે ક્યાં છે? શો ગજબ! બાળા!! બોલી જા એોને એવું શી રીતે છે?"

બાળાએ જગ્યા બતાવી અને જ્યાં આગળ એને પેટીમાં જીવતી દાટવામાં આવી હતી ત્યાં તરૂણને લઇ ચાલી.

"પણ તે જીવતી કાં રહી હશે?"

"રહી હશે; કેમકે ચન્દ્ર હજુ આટલેજ છે." બાળાએ ઉંચું જોઇને કહ્યું ને મને દુષ્ટોએ લટકાવ્યા પછીજ એની આવી દશા કરી હતી એટલે ઝાઝીવાર નથી થઇ."

બતાવેલી જગ્યાએ ધીમેથી કાળજીપુર્વક ખોદવામાં આવ્યું ને કહ્યા પ્રમાણે અંદરથી પેટી નીકળી, તેને ખોલી તો માંહેથી એક તેરેક વર્ષની બીજી બાલિકા નીકળી.

ત્રણે જણ પરસ્પર ઉત્કંઠિત થઇ રહ્યાં.



# પ્રકરણ ૨ જું.

## નદી માર્ગે.




ન ! મ્હારી આવી દશા કોણે કરેલી ? આ યુવક કોણ છે ? પેટીમાંથી નીકળેલી બાળાએ પોતાની મોટી બેનને સંબોધીને પુછ્યું.

આ " યુવકને તો હુંયે ઓળખતી નથી..." પહેલી બાળા બોલી.

"હું તમારી ઓળખાણ માટે પણ કયારનો ઇન્તેજાર છું." યુવક બોલ્યો.

"મારૂં કાળજુ હજુ ખુબ ધડકે છે ને દશે દિશાએ હું હજુ ભય જોઉં છું. આપણે આ જગાને જેમ બને તેમ વેળાસર વટાવી આગળ ચાલીએ તો ઠીક પછી નીરાંતે બધી વાતો થશે." પહેલી બોલી.

"તમે હવે છુટાં થયાં છો તો તમારે આગેં જાઓ, તમારી સાથે હવે મારે શા વાસ્તે આવવું ? હું તો હમણાનો આવી ઘોર વગડાઉ વાટમાંજ રાતની રાતો ગુમાવું છુ." યુવક બોલ્યો.

"હાય ! હાય !" પહેલી અને બીજી બન્ને ગભરાયાં; પહેલી બાળા રૂંધાયલા શ્વાસે આગળ બોલી:—"પાછાં અમે એકલાં ! આવી ઉજડ ભૂમિમાં અમે અનાથ એકલાં ! ભોગ અમારા ભાગ્યના; કોઇનો શો દોષ ! ભલા ! આમ કરવું હતું તો અમને દુઃખમાંથી ઉગારવાંજ નહોતાં, એમને એમ રીબી રીબીને મરી જાત એના કરતાં તો આ વધારે સાલશે."

અતિ નિરાશાએ આંખમાં આવેલ આંસુઓ લોહી નાખતી બાળા બોલતી બંધ થઇ.

"દયા કરો તો પુરી કરો, અધુરાંને આમ રઝળતાં મુકી

આવ્યા જવુ એ તમને છાજે છે ? એમ રાંકના મોં સામુ જોવું ઘટે;" બાળીએ હસગરતે વદને નિવેદન કર્યું.

" હુ આવીશ ત્યારે; બાળાઓ ખરેજ મ્હને તમારા ભણી કોઇ ખેંચે છેજ અને તે ફરજ હશે. તે ઉપરાંત-ઉપરાંત—"

" કહા ને કે સ્નેહ હશે "

" હશે કદાચ "

ત્રણે જણ આ વગડાઉ વાટ કાપતાં કાપતાં એક મંદ પ્રવાહે વહેતી નદીનિકટ આવી પહોચ્યા. આ નદીના પટ બહુ વિશાળ ન હતા તેમ છેક એટલા ટુકા પણ ન હતા કે એક કિનારે ઉભા રહી સામે ત્રટે જો પથરા ફેંકવામાં આવે તો તે લગભગ ત્યા પહોચી શકે નહિ.

નાનાં નાનાં બે હોડકાનાં દોરડાં નદીકાંઠે એક ખડીએર ઘરની દીવાલ ઠોકલા ખુંટાને બાધ્યાં હતાં, તેને આ બહાદુર યુવાન છોડયા અને ત્રણેની સહાનુભુતિ થતા ને હોડકામાં ત્રણે જણ બેઠા.

" અજવાળી રાત હવે રળિયામણી લાગે છે ને આપણાં હોડકાની ગતિથી પાણીમા ઉછળતા મોજામાં અજવાળીયાં રચાય છે તે પણ કેવુ સુંદર લાગે છે ! આવો, એમ રાંકના આધાર ! હવે આપણુ નિર્ભય છીએ." એક હોડકામાં પહેલી બાળાએ બેઠેલા યુવકને બાળાએ કહ્યું. યુવાન પણ એટલુંજ ચાહતો હતો કે વગડામાથી મળી આવેલ એ બે નાજુક અને મનોરમણીય મૂર્તિઓ કોણ હતી ? અને એઓ કેમ ફસાયાં ! અને તે જાણવાના મુખ્ય હેતુએ બાળાની છેક પાસે લપાયો. જેટલા ઉત્સાહથી, ભાવથી અને ઉમળકાથી પહેલી બાળાએ યુવાનને વાત કરતા હેત આપ્યું એટલા સ્નેહથી યુવકે એ હેતનો સહર્ષ સત્કાર કીધો અને આમજ ત્રણે જણ આપવીતી કહી જઇ વિનોદપૂર્વક નદીનો માર્ગ કાપવા લાગ્યાં.

પછી યુવાને વાત ઉપાડી જે વાતમાં બાળાની ઓળખાણ સબંધીજ ટકોર હતો.

પ્રથમ આપ કહો કે આવા નિર્જન વનમાં (ગભરાઇને) ઓ બાપ ! વનનું નામ દેતાં કંપારા છુટે છે ! રાનમાં કયાંથી ?

"હું કહીશ, બાળા ! કહીશજ, પણ પહેલું તમારૂં વર્ણન જાણવાની મને બહુ આકાંક્ષા છે, મ્હારા કરતાં તમારી કર્મકથા જાણવાની તીવ્ર અપેક્ષા થવાનું કારણ સ્પષ્ટ છે કે મેં તમને બન્નેને ભયંકર અવસ્થામાં જોયાં છે—અને મ્હારા સંબંધી એવું કાંઇ નથી."

"હા, બ્હેન ! પહેલું તમેજ કહો. મને પેટીમાં ઘાલી દાટનાર દુષ્ટોની અધમ કૃતિનાં વૃતાન્ત પણ તેમાંજ આવશે–કે જે જાણવા હું કયારની તલપાપડ થઇ ગઇ છું."

"તો પહેલું હુંજ કહેવા માંડું; લ્યો ત્યારે તમે તમારૂં કશું ન સંભળાવો તો ઠીક પણ એકલું નામ તો કહો કે જેથી વાત કરતાં વચમાં બોલાવવા કામ લાગે."

"શી કરામત ? ચાલો" નામ એકલુ બોલું. મારૂં નામ "ભાનુ" હવે વધારે બીજું કાંઈ નહિ."

"ચાલો પત્યુ; લ્યો ત્યારે હવે એકકાને થઇને સાંભળો." આસ્તે આસ્તે હોડકાં કિનારા ભણી જતાં હતાં ને બાળાએ શરૂ કરવા માંડયું. એટલામાં પડઘો પડયો. 'બચ્ચાજી" ?

# પ્રકરણ ૩ જું.

## "ભેટો"

સ્હામે કિનારે ઉતરવાની તૈયારીમાંજ કયાંકથી અવાજ આવેલો; જો કે ત્રણે જણ હોડકામાંથી નીચે ઉતરી નદીને ત્રટે તો પહોચ્યાંજ; પરન્તુ બન્ને બાળાઓ બીલકુલ બેફામ બની ગઇ હતી કેમ કે કોઇ દુષ્ટોનો અવાજ હોય એવી એમની ધારણા હતી. તથાપિ ભાનુકુમારે જોયું હતું કે એ અવાજ એક વૃક્ષપરથી આવેલો હતો ને તેનો પરિચિત ધ્વનિ હતો. બાળાઓને ગભરાયલી જોઇ ભાનુએ મૃદુ હાસ્ય કર્યું.

"હાય બાપ! આવા વખતે હસવાનું?" બાળાએ કહ્યું. "ગભરાઓ નહિ, એ અવાજ કરનાર ભુતને હમણાજ આપણી પાસે ખેંચી લાવું છું." આમ આશ્વાસન આપીને, જે વૃક્ષ પરથી અવાજ આવતો હતો તે વૃક્ષની પાસે જઈ ભાનુકુમારે વૃક્ષ ઉપર દૃષ્ટિ ફેંકી અને હાક મારીઃ—"ચતુરભાઇ!"

બન્ને બાળાઓ તો સહજવાર ચકિતજ થઈ ગઇ; અને ચતુરભાઇ નીચે ઉતર્યા. ઉતરતાં ઉતરતાં બડબડતા હતા,— "બબ્બે બાળાઓને પડખે પડી ભાઇસાહેબ ભાનુકુમાર અહિં મોજ કરે ને ઘરના! સગાં વહાલાંને સંતાપે–ઠીક ભાઇ એ પણ એક જમાનો?"

ચતુરભાઇનો ચ્હેરો કોઇ વિચિત્ર હતો. પચીશેક વર્ષની વય છતાં છેક ઠીંગણા હોવાથી અને તેમાં વળી બેવડીયા કોઠાવાળા હોવાથી કંઇ બેડોળ દેખાતા, નાના નાના હાથ, પગ, મોં પર શીતળાનાં ચાઠાં, એક આંખે કાણા ને બીજી આંખ માંજરી, લાલ રંગનું ધોતર ને લાલ રંગનું બદન, પટ્ટાવાળી ટોપી ખંભા પર નાનીશી પીછોડી, બગલમાં એક વાટવો, અને ભાંગ ઘુંટવાને માટે પોતાના જેટલો કદમાં ઉંચો ડંડો! આનો ડોળ જોઇ કોને હસવું ન આવે?

બાળાઓનો ભય તો વિલય પામ્યો અને બીજો આડકતરી રીતે કહીએ તો એક નવો ભય એ ઉમેરાયો કે અન્યો અન્ય પોતાના કર્મકથા ઉકેલી શકત તે વાત હમણાં કોરાણે કરવી પડી!

"આ અમારો બાળમિત્ર છે" ભાનુએ બાળા પ્રત્યે કહ્યું.

"આવો વરવો આદમી આપનો બાળમિત્ર?"

"હા; એ મારો બાળમિત્ર; બાળાઓ! એના તરફથી મને એક તો આનંદ મળે છે. બીજું મારા ઘણા કામમાં મદદગાર નીવડે છે ને ત્રીજું......ત્રીજું પછી."

"પણ ત્યારે તમે બે છુટા કયારથી પડેલા? અહીં આમ અકસ્માત ભેટો કયાંથી થયો?"

"તાજ્જુબ થવા જેવું કશુંજ નથી; જુઓ, ઘેરથી હું તો એકલો નીકળી આવેલો, તે મને શોધવા નીકળેલો, તે ફરતાં ફરતાં કર્મસંયોગે અહિં એનો ભેટો થઇ ગયો. બરોબર બાતમી આપણે એના દ્વારા મેળવીએ." ભાનુકુમાર, ચતુરભાઇ તરફ ફર્યો એટલે બે બાળાઓની દ્રષ્ટિ પણ તેના પર પડી ને એને જોઇ જોઇ છાનું છાનું હસી લેવા માંડયું.

પોતાના કરતાંયે વેંત ઉંચી ડાંગને પગની આંટીમાં ટેકવી ઉભા રહેલા ચતુરભાઇએ બાળાઓના હાસ્યને હસી કાઢતાં ભાનુ પ્રતિ કરડી નજર કરીને કહ્યું—'કાં ભાનુભાઇ! આ બે બાયડીઓ ઘડી ઘડી મારા સામું જોઇને ફક ફક હસ્યા કરે છે વારૂ? જો મને ગુસ્સો ભરાયો તો કંઇ ઉથલ પાથલ થયા વગર રહેશે કે?"

"ગુસ્સે થવાનું શું પ્રયોજન! ગુસ્સે થાઓ તો તમને પછી ચતુરભાઇ કોણ કહેશે! તમને દેખીને કોઇ ખુશ થાય તો તેમાં તેના બદલામાં ગુસ્સે ભરાવામાં ડહાપણ હશે કે?

"હવે ડહાપણનાં ટાયલાં છોડીને આવવું હોય તો આવે કુસ્તી લેવા, પછી કેમ હસાય છે તે બતાવી દેવાય."

અણધાર્યુંજ બાળાઓથી અટ્ટહાસ્ય થઇ ગયું.

"અરે! વાહરે! બહાદુર ચતુરભાઇ? સ્ત્રીઓ સાથે કુસ્તી લઇને પહેલવાની બતાવી શકો છો કેમ?"

"કાં! કાં એમ મરડાકીમાં બોલે છે અલ્યા ભાનું! દસ આદમીઓને જીતાય પણ એક ઓરતને નહિ જીતાય! અનુભવ હોય તે જાણે ભાઇ.

"બરાબર બરાબર, ચાલો ત્યારે હવે કહોતો ખરા કે આમ ઓચિંતા જંગલમાં કયાંથી મળી ગયા?"

"એકલક્ષે બન્ને બાળાઓ બધું શાંતિથી સાંભળ્યા કરતી હતી, ચતુરભાઇએ ચલાવ્યું "તમે તો ઘર છોડી નીકળી પડયા તે જાણે કોઇનાથી પતોજ મેળવાશે નહિ! પણ આ મુછાળા ને ડુંડાળાને મુંડાળા ચતુરભાઇએ ચતુરાઇથી પતો મેળવ્યો ને!

" રસ્તામાં કાંઇ વીતેલું ખરૂં કે ? "

" વાતજ કહેવા જેવી નથી ને, અરે હું તો બીટ બીટમાં ડરતો (અચકાઇને) રામ ! રામ ! ડરવાનું શાનું લોક મારાથી ડરે કે હું લોકથી ડરૂં ? કહેવાનું શું હતું ને બોલાઇ શું ગયું ! " ( ભાનુ મુછોમાં હસ્યો )

બે બાળાઓ બોલી:—કાંઇ નહિ ( હસવું દબાવીને ) અઘોર વનવગડામાં તો ભલભલા ભય પામે તો તમે ડરો તેમાં શી નાનમ ? અહિં તો કેવા કેવા જુલ્મી લોકોનો ભેટો થાય છે. "

" ખરેખર—તો હું —તો—કદી ડરતો નથી; હાં. સાચું કહો અહિં એવા જુલ્મી લોકો ફરતા હશે ?

" બેશક, અરે હમણાંજ ભેટો થાત જો થોડાક વ્હેલા આવ્યા હતે તો. "

" એમ ? રામ, રામ. હું હત તો કોઇને જીવતોજ જવા ન દેત ને ! વારૂ—કેટલાક હતા ?

" ચાળીશેક " બાળાઓ બોલી.

" ઓહ ! એટલાજ ! ચાલો જવા દ્યો એ વાત. જુઓ આ જગ્યા અચ્છી છે, થોડીવાર અહિં આરામ લ્યો ને હું ભાંગ પીવું. તૈયાર થાય પછી ગટગટાવો ને પછી જુવો એની લહેજત. "

ચતુરભાઇએ એક મુંવાળી શીલા શોધી કહાડી ને પછી ભાંગ પાણીની તૈયારીઓ કરવામાં ગુંથાયા. આ તરફ ભાનુકુમાર બે બાળાઓસાથે વાતોમાં ભલ્યો. " ચતુરભાઇએ તો આપણી મુળ વાતનેય ભુલાવી. "

" ભલા ! આ જીવ ને આ શરીર હવે આપની સાથેજ છે ને; આજ નહિ તો કાલે-કાંઇ વાત કર્યાં વગર રહેવાનાં છીએ. "

નાગની ફેણુ જેવા કાળા પણ છુટા શિરકેશ, ચન્દનીમાં અતિ મોહક લાગતું શશિ જેવું સુંદર વદનકમળ અને એ વદનમાંથી નીકળેલા ઉપયુકત શબ્દોએ ભાનુને મોહનિ લગાડી

૫૩૪૭



અને પ્રથમના કરતાં હવે એના પ્રત્યેની ચાહના જાસ્તી થઇ; મોહને અધિન થયેલા ભાનુકુમારે પછી જવાબ રૂપે કહ્યું—એ તો ઠીક, પણ એકલું નામ તો નિવેદન કરો- બન્ને. આ વખતે પહેલીના ગળામાં ભાનુનો હાથ હતો ને બીજીના પર માયા-ભરી દૃષ્ટિ હતી.

નામ! નામ તો હયો ને હમણા કહું-નાથ! મારૂં નામ મેનકા ને—"

"વાહ! શું સુંદર નામ! હાં, ને તમારૂં?"

"મારૂં "મેના" પેટીમાંથી નીકળેલી બાળા બોલી અને પછી ત્રિપુટી વચ્ચે થોડીક પળો તારામૈત્રિક થઇ રહ્યું; દરમિયાન દૂર દુર કુતરાં ભસતાં જણાયાં, તે કર્ણગોચર થતાં ભાનુ બોલ્યો "આઘે કાઇ ગામ હોય એમ જણાય છે." ભાનુએ પ્હોંચે ત્યાંસુધી દ્રષ્ટિ ખેંચીન જોયું તો એક નાનું શું ઘર હોય તેવું દ્રષ્ટિગોચર થવા લાગ્યું. વળી વધારે બારીકાઇથી જોતાં તે ઘર આગળ ગાડું હોય એવો ભાસ પણ થયો આથી તેણે ઉત્સાહ પુર્વક મેનકા અને મેના પ્રત્યે કહ્યું કે—

"હવે આપણે પગરસ્તે ગામમાં જઇએ તે કરતાં જો બની શકે તો પણે આઘે કોઇ ઘરવાળાને ત્યાં ગાડું જણાય છે તે ભાડે કરી લઇએ તો સારૂં, ખરૂં કે નહિ! ચાલી ચાલીને થાક લાગ્યો છે અને જાણે મારે તો ઠીક પણ મારી મીઠડી મેનકા અને મેનાનાં પોયણા જેવાં પગના તળિયાને વિના કારણ શ્રમ આપવો મને દુરસ્ત નથી લાગતો."

મેનકા—ગાડુ દેખીને પગ ભાંગ્યા જેવું આપ પણ કરો છો! અને કદાચ ગાડામાં બેશીને જઇશુ; પણ અત્યારે તો નહિ, આજની રાત તો અહિંજ ગાળવી પડશે ને?"

ભાનુ—તથાપિ અત્યારે ઠરાવ નક્કી કીધો હોય તો સવારમાં પો ફાટતાં પહેલાં ગાડું તૈયાર કરેલું હોય તો આપણે વળાસર જઇ શકીએ; માટે, જુઓ! આ ચતુરબાઇ ભાંગ ઘુંટે છે તે તમારી પાસે બેઠેલાજ

છે ને હું નક્કી તપાસ કરીને થોડીવારમાં પાછો આવીશ. જઉં છું ત્યારે. ”

બન્ને—અમને આમ મુકીને ? અરે આ ગાંડા જેવા ચતુર ભાઇનો શો આશરો ?

મેનકા-જુઓને ભાંગમાં કેટલો મશગુલ થઇ ગયો છે કે આપણી વાત કાનઉપર ધરતોજ નથી–ના તમે ન જશો.

ભાનુ—આમ બેહોશ થવાનું કશુંજ પ્રયોજન નથી, એ ભાઇ બહાદુર છે, હું એને બરાબર સુંપરત કરી આપું છું ને ગાડાવાળાનું ઘર આ રહ્યું કાંઇ બહુ દુર નથી ત્યાં જઇને હમણાં આવ્યો જાણોને.

કેટલીક રીતે મેનકા—મેનાને સમજાવ્યાં અને પછી ભાનુ કુમાર ચતુરભાઇ ભણી ફર્યા. ચતુરભાઇની દુનિયા આખી ભાંગ પીસવામાંજ સમાઇ ગઇ હતી. એને ભલા આદમીને બીજું કશુંજ ભાન ન હતું; મેનકા—મેના અને ભાનુકુમાર શી વાતો કરે છે એ જાણવા સાંભળવામાં પણ એટલોજ બેદરકાર હતો; એતો માત્ર એની મેળે બે પગવડે ભાંગ ઘુંટવાની શીલાને પકડી નીચેનો હોઠ દાંતથી ખુબ જોરવડે દબાવી, બદનની બાંહ્ય ઉંચી ચઢાવી મસ્ત બની બન્ને હાથે ભાંગ પીસવામાં મશગુલ થઇ રહયો હતો; ભાનુએ આ એકાગ્રતાથી જરાક હસીને પછી એને કહ્યું—સાંભળો ! ચતુરભાઇ ! થોડી વારને માટે આ બે બાળાઓ તમને સાંપું છું. ”

“ ને તમે ? ” ભાંગ પીસતા બંધ પડીને ચતુરભાઇ બોલ્યા.

“ હું એક ગાડાની તપાસ કરવા જાઉં છું. ”

“ એક તો શું પણ એવા સો ભાનુકુમાર બનીને આવે તો પણ હવે છટકવા ન દઉં; એકવાર ભાઇ છટકયા તે મહા મુશીબતે હાથ લાગ્યા; હવે હું કાંઇ ઉલ્લુ નથી કે ફરી પાછો જતા કરૂં. ”

“ ભલા માણસ ! હું નાસી જતો નથી પણ ગાડું ભાડે કરવા જ માત્ર જાઉં છું—વિશ્વાસ રાખો. ”

"નહિ, લવારો મુકી દ્યો, ભાનુકુમાર! તમારાં ટાયલાં જવા દ્યો, તમને હવે હું સુના નહિ મુકવાનો. ગાડું ભાડે કરવા જવું હોય તો ચાલો આ ભાંગ તૈયાર થાય એટલે તે ગટગટાવીને આપણે બન્ને સાથે જઇએ."

"ને અહિં બાળાની પાસે કોણ?

"તમે"

"અને તમે કોની સાથે આવવાનું કહો છો?"

"તમારી સાથે."

ત્રણે જણે અટ્ટહાસ્ય કીધું અને છેવટે ચતુરભાઇને સમજાવીને બાળાઓના રક્ષણ માટે ત્યાં મુકી ભાનુકુમાર દેખાતા ઘર તરફ વળ્યો.

## પ્રકરણ ૪ થું.

### "અલોપ"

ભાનુકુમારનો સૃષ્ટિસૌંદર્ય પ્રત્યેનો સ્નેહ કોણ જાણે ક્યાંય અલોપ થઇ ગયો; અને હવે એને સ્થાને મેનકાની લાગેલી મોહમય મોહિનિમાં મશગુલ થતો અને મેનકા-મેનાનાજ વિચાર ચલાવતો ગાડાવાળા ઘર તરફ ગમન કરવા લાગ્યો; આ ઘર દેખાતું હતું તો નિકટ, પણ વસ્તુતઃ ગાડાની સીધી નહિ પણ આડકતરી વાટને લીધેજ તે નિકટ જણાતું હતું-અર્થાત્ વિકટ વાટિકા કાપતાં કાપતાં લગભગ વ્હાણું વાવા વખત થયો ત્યારે તે ઘર આગળ આવી પહોંચ્યો, ઘરના આંગણા આગળ એક બે જણ હુકો ગગડાવતા બેઠા હતા, તેમને ભાનુકુમાર મળ્યો અને આવવાનું કારણ નિવેદન કર્યું. ગાડામાં સામાન

બેસવાનો નહિ પણ બે સ્ત્રીઓ અને બે પુરૂષો બેસવાના, એટલી સ્ત્રીઓની આગળ ગાડાને સામું લાવવાનું અને અજાણ્યો માર્ગ લાગે ત્યાં ગાડાવાળાને ભોમીયા (ભેપીયા) તરીકે વર્તવા વગેરેની ભાનુકુમારે સઘળી વાતો પ્રથમથીજ કહી સંભળાવી અને તે શાન્ત રીતે ગાડાવાળાએ સાંભલ્યા કરી. પછી ભાડું ઠરાવવાની વાત કરવામાં આવી ત્યારે ગાડાવાળાએ 'બીજાં માણસ કેટલેક છેટે છે, તે જાણવા માગ્યું, ભાનુકુમારે ચોકસ દીશારતથી ચતુરભાઇની જગા બતાવી.

આટલી વાતચિતનો પ્રસંગ બનતા સુધીમાં તો અત્રે લગભગ દરેક માણસ ઘરમાથી બહાર નીકળીને ભેગું થઇ ગયું હતું. ભાનુકુમારને બીજો કશો ખ્યાલ આવ્યો નહિ.

પછી ભાડું ઠરાવવા પહેલાં બેલની પસંદગી કરવાનો ગાડાવાળાએ પોતાનો રીવાજ ભાનુકુમારને જણાવ્યો અને એને અમુક ભાગ કે જે ખેતર જેવો જણાતો હતો ત્યાં એક માણસ લઇ ગયો, જ્યારે ઘણું ચાલવા માંડયું છતાં બેલને રાખવાની જગાનું નામનિશાન સરખું ન જણાયું ત્યારે ભાનુકુમાર વ્હેમાયો અને "કદાચ આ લોકો ઠગ હોય" એવો એને ખ્યાલ થયો; ગમે તેમ હોય તથાપિ હવે આ લોકોની સાથે લાંબો પરિચય ન પાડવો એવો ભાનુકુમારનો નિશ્ચય થયો અને તેથી કેટલેક દુર પહોચ્યા પછી એણે કહ્યું કે—"તમે મને કયાં લઇ જાઓ છો? તમારા બેલને આટલે દુર વળી શાના રાખવાના હોય? હું હવે આગળ નથી આવતો, મને તમે લોક મેલા મનના જણાઓ છો! તમારૂં ગાડું મારે ભાડે નથી કરવું."

"બસ!" પેલાએ ધમકી આપતાં કહ્યું—ગાડું ભાડે ન કરવું હોય તો આ રસ્તો, પણ અમ લોકનાં મન મેલાં કહેનાર લહુંગા! જે કાંઇ હોય તે સવેળા પાંશરે પાંશરૂં કાઢી આપનો જ."

ભાનુકુમાર મિજાજથી ગયો અને સત્વર પોતાની કેડમાં તૈયાર તમંચો હતો તે છુપી રીતે કાઢતાની સાથે પેલા ઠગના

સામે ધર્યો.-ધર્યો એટલુંજ નહિં પણ તમંચાવડે તેનો પ્રાણ લીધો !

તથાપિ આટલેથીજ ભાનુકુમારને સંતોષ વળે તેમ નહોતું. આ ઠગ લોકોને પોતાનો ઇતિહાસ વિદિત કર્યો હતો તેથી ચતુરભાઇ કને સુની મુકેલી મેનકા અને મેનાની ઘણી ફીકર થતી હતી ને તેથી અહિંથી તાબડતોબ આવેલા માર્ગે પાછો ફર્યો.

વનની વાટ કાપતાં વ્યતિત થતો વખત જણાતો નથી અને આમજ ભાનુકુમાર જો કે અતિ ત્વરાથી નદી તટપર આવી પહોંચ્યો હતો છતાં આવતાં એને ઓછામાં ઓછો પોણો કલાક તો વીતિ ગયો હતોજ.

મુળ સ્થાને આવીને ભાનુકુમારે શું જોયું ? માત્ર બાંધેલાં બે હોડકાં ને ભાંગ પીવાવાની ચતુરભાઇ વાળી શીલા ! !

ભાનુકુમાર તાજ્જુબ થયો, ભાન ભુલ્યો, નિસ્તેજ થયો, અને અણધાર્યું સ્વપ્ન અનુભવવા લાગ્યો. ત્રણે જણને કોઇ ઉપાડી જ ગયું હશે એ તો નિઃશક, પણ હવે અહિં નિરાશ થઈ બેસી રહેવા જેવો આ કાળ નથી, આમ ધારી એણે પાછું પેલા ઠગના ઘર તરફ પ્રયાણ કીધું આ વખતે તેનાં વેગ, શૌર્ય, વીરત્વ, અને ક્રોધ સઘળાં નિસ્તેજ જણાતાં હતાં.

શૌર્ય હોય કે ન હોય, વીરત્વ હોય કે ન હોય, ક્રોધ પરશુરામ જેટલો હોય, તોય શું ? તેનો અમલ કરવાનો કોના ઉપર ? કેમકે ઘર એક ખાલી ખોખા જેવું પડી રહ્યું હતું. ત્યાં ન હતું એક પણ માણુસ કે ઘરમાં નહોતું કશું પણ અન્ય રાચરચીલું. બધું જ અલોપ ! મેનકા ને મેના અલોપ ! ચતુરભાઇ અલોપ ! ને ગાડાવાળાનું ગાડું પણ અલોપ તેમજ ગાડાવાળા ને ઘરવાળા પણ અલોપ ! ! !



# પ્રકરણ ૫ મું.

## "ઠગણો ચતુર."



એક નાની પણ અંધારી કોટડીના બહારના ભાગમાં એક ઠેકાણે ઝીણો દીવો બળતો હતો, તે દીવાના પ્રકાશથી પ્રતિતી થતી હતી કે આ કોટડીની દિવાલની ત્રણે બાજુ બારી બારણાં નહોતાં, માત્ર એક તરફજ અંદર પ્રવેશવાને લોખંડના સળીયા ભરેલો નાનો દરવાજો હતો! દરવાજાને તાળું મારેલું હતું અને દરવાજા પાસે એક આદમી બેઠો હતો અને તે પહેરાવાળોજ હોવો જોઈએ.

આ અંધારી કોટડીમાં વગર ભાડું ભર્યે આપણા ચતુરભાઈ લમણે હાથ દઈને બેઠા હતા—બેઠા બેઠા બડબડાટ કર્યા કરતા હતા--"શિવ! શિવ! કહેતો હતો કે ભલા માણસ મને સતાવીશ નહિં! હું બ્રાહ્મણ છું પણ સાંભળેજ કોણ? અમો બ્રાહ્મણ લોકનો શાપ લાગે તો પાણી પણ બળીને ભસ્મ થઈ જાય! પણ એ નાલાયક આદમી સાંભળે જ કેમ? પોતાની પુંજી (દોલત) ની મગરૂરીમાં તણાયા જાય ત્યાં વાત શી ને વિચાર પણ શો? મનોહર પાંચ મનોરમાઓ મળી ગઇ કે 'બાપ લાખ ચાલીસના ને બેટા વ્યાજમાં ડુલવા લાગ્યા!' લે તો જા, લેઃ બે બાયડીઓ તો હાથમાંથી ચાલી ગઇ, બાકીની ત્રણની પણ જ્યારે ત્યારે એજ દશા થાય તો મઝા પડે; ને બચ્ચા તારી દોલત પણ એમને એમ લુંટાઇ જાય તો કાળજું ટાઢું શીતળ થાય. મુવાલી જેવાનું મેં શું બગાડેલું કે મને અઘોર વનમાં એકલો મુકી જતો રહયો હશે? હા–મારાં મા બાપ, બાયડી, છોકરાં છૈયાં, બધાં શું કરતાં હશે? મને કયાં શોધતાં હશે? ખેર, એની તો કશી પરવા નથી, કામ કરી કરીને મારૂં તો શરીર

બધું નબળું થઇ જતું હતું—ચાલો એનાથી તો હવે છુટા થયા, હવે શું ? ત્યાં પણ ખાવાનું મળતું હતું, અહિં પણ મળશે. બેઠાં બેઠાં અહીં ખાશું, પીશું ને દંડ પીલીશું ! વાહ-રે ચતુર ફકકડ ! તું પણ નશીબનો અચ્છો તો ખરો."

કોટડીની બહાર બેઠેલા પહેરાવાળાએ આ સઘળી વાત એક ચિત્તે શ્રવણ કરી અને ચતુરભાઇ બોલતા બંધ થયા ત્યારે એ ચતુરના સામું જોતાં જોતાં બોલ્યો—"જણાય છે કે તમારૂં નામ ચતુરભાઇ છે."

ચતુર—(ચમકીને) "હેં ? તે આપ સાહેબે શીરીતે જાણ્યું ?"

પહેરેગીર—"તમારી વાતોથી"

ચતુર—"કેવી વાતો ?"

પહે—હમણાં તમે બોલતા હતા કે "વાહરે ! ચતુર ફક્કડ ! નશીબનો તું અચ્છો તો ખરો."

ચતુર—જી; બરાબર છે, મારૂં નામ ચતુરભાઇ ખરૂં.

પહે.—ને તમે ઘણા ગરીબ ને નિર્દોષ દેખાઓ છો.

ચતુર—જી, ને આપ વિચારશો તો માલુમ પડશે કે મારા જેવા નિર્દોષ ને ગરીબ ન હોય તો દુનિયામાં બીજા હોય પણ કોણ ? જાતનો બ્રાહ્મણ છું. અમ લોકને રહેવાનું એક સ્થાયી રહેઠાણ નહિ, કોઇ ખાવાનું આપે તો તે સ્વીકારવામાં અમને નાનમ નહિ, ઘેર ખાવાપીવાની મને કશી દરકાર નહિ, કમાઇને લાવવાની કશી ફિકર નહિ, બાયડી પાસે ગદગદીયાં છે તેમાંથી પોતાને માટે ખરચી ગુજરાન ચલાવે, વળી તે ઉપરાંત મારા માટે પણ મનગમતા મેવા લાવે તે મને ખવરાવે, પીવરાવે, મહિના મહિના સુધી ભાંગ ચડાવા જોઇએ તે પણ આણી આપે, હું તેને પીસું, ખુબ પીસું, પીસી પીસીને ભાંગનો આટો કાઢી નાંખુ—રે

કુચા કુચા કરી દઉં, પછી તેને પીવી. "ૐ બંબ, બંબ, હર, હર, મહાદેવ!" કહીને ગટગટાવવી. હકીકત આમ છે—કહો સરકાર અમારે ફીકર શી! ખરૂં છે કે થોડા દહાડા થયાં એ મુવાલી ભાનુકુમારની સાથે રહેવું પડેલું તેથી થોડી થોડી ચિંતાએ ઘર ઘાલેલું, જરા વાર મોજમાં બેઠા ને કહે કે "ચલો ભાંગ પીસો." પણ હવે એવા હુકમોથી નીરાળો થયો એટલે ઇશ્વરનો બડો ઉપકાર. સાહેબ! આપને ભાંગ પીવી હશે તો આપણી પાસે મોજુદ છે; એની લહરી તો કોઇ ઓર છે. ને—ને હં; એમાં મારે કોઈ પ્રકારની લાલચ નથી, લાલચ હત તો એ ભલા ભાનુકુમારની પાસે નરી નગદી રકમો હતી તેજ ન પચાવી પડત, ને મોટો રાજા બનીને ન બેસત? પણ હાથે કરી એવી ઉપાધિ કોણ મુર્ખ વ્હોરી લે!"

પહે.—ખરૂં છે. (મનમાં) આ કોઇ પાગલ જણાય છે. ભાનુ કરીને કોઇ એનો સાથી હશે એની દોલતની એને માહિતી જણાયછે—ચાલો, પત્યું."

ચતુર—કાં? આપ લોક ભાંગ પીઓ કે નહિ.?

પહે—એ સિવાય તો ચેનજ ન પડે!

ચતુર—ફક્કડ; તો તો આપણે બે ભાઇ ને ભાઇબંધ થયા આજથી ચતુર ફક્કડનાં ભાગ્યની શી વાતો!

પહે.—પણ ખબરદાર! આપણા બે વચ્ચેના સંબંધની કોઇને ખબર ન પડે; નહિ તો મારાં ને તારાં બીંગડાં રંગાઇ જશે.

ચતુર—ભલા બન્નેનાં બીંગડાં શીરીતે રંગાય?

પહે.—(મનમાં) મુવાલીજ છે. (જાહેર) કેમ? એક તો મને નોકરીમાંથી ડીસ્મીસ કરે તે મારાં બીંગડાં રંગાયાં ને મારી જગાએ કોઇ બીજા આવીને તમારા પર જુલમ ગુજારે એ તમારાં.

ચતુર—કાનની બુટ પકડીને કબુલ કરીશ, હ્યો તો મારા મુરબ્બીજી ! આપનું નામ તો.........નિવેદન કરીને આ ઓલિયા બ્રહ્મભટ્ટના કર્ણ પવિત્ર કરશો ?

પહે.—મારૂ મુળ નામ તો—જો—સોપો. પણ લોકો મને ભોળો કહીને બોલાવે છે.

ચતુર—વાહ ! સવારના પહોરનું નામ ! ભોળાભાઇ ! ખરે ખાત, તમે નામને દિપાવો એવાજ દેખાવ છો; વારૂ, ભોળાના ભગવાન, આપનું ભલું કરે; ભોળાભાઇ ! હવે આપણે બે દોસ્ત થયા, જીવજાન મિત્ર થયા, મને કદી સુરજ ચાંદાનાં દર્શન ન કરાવી શકો ?

પહે,— ડોકટર સાહેબને આવવાની વેળા વીતી ગઇ છે. એટલે હવે આજ તો નહિજ આવે; હું પણ-એજ વિચારમાં હુતો કે તમને જરા જરા બહાર ફેરવું ને તાજી હવા-

ચતુર— ઉપકાર આપનો; ખચીત અહિં તો હું ગુંગળાઇ ગયો છું વારૂં ! આજ શી તથ્ય ( તિથિ ) થઇ ?

પહે.--પૂનમ કહેવાય છે.

ચતુર—મહેરબાની કરશો ? થોડેક લગણ ( સુધી ) મને બહાર ફેરવશો ?

પહે.—પણ એ ઉપકાર ધ્યાનમાં—

ચતુર-- શું બોલ્યા મારા સાહેબ ! ઉપકાર ભુલવા ધાર્યે પણ ભુલાય ?

કારાગૃહની કોટડીમાંથી ચતુરભાઇને મુક્ત કરી ભોળાભાઈ એને ચન્દનીની લ્હેજત આપવા કેટલેક સુધી લઇ ગયો. પછી વખત વિચારીને ભોળાભાઇએ કહ્યું:--" હજુ આગળ જવુ છે ?"

ચતુર--મુરબ્બીની મરજી; મને તો મઝા પડે છે.

બન્ને જણા આગળ ચાલવા લાગ્યા અને લગભગ એકાદ માઇલ નીકળી ગયા હશે. પછી કળે કળે ભોળાભાઇએ ભાનુ-

કુમારની દોલત સંબંધી વાત કહાડી. અર્થાત્ એની દાટેલી દોલત કહાડી લાવી આરસીરીતે રાજ્યવૈભવ ભોગવવાની ભોળાભાઇએ પોતાની ભાવના ચતુરભાઇને જણાવી દીધી. ત્યારે ચતુરભાઇએ ઠાવકું મોં રાખીને કહ્યું—"મુરબ્બીશ્રીને મેં પ્રથમજ મારો મત બતાવી દીધો છે કે ભય, ચિન્તા અને ઉપાધિમાં નાખનારી લક્ષ્મીને અમે બ્રહ્મભટો નવ ગજના નમસ્કાર કરીએ છીએ અર્થાત્ "परद्रव्येषु लोष्टवत्" માટે જો આપનેજ અભિલાષા હોય તો મુરબ્બીની ખાતર એ દાટેલી દોલતના આંખે પાટા બાંધીને દર્શન કરવા આવું."

ચતુરભાઇના અંગમાં જેમ ઢંગઢાળ નહોતો જણાતો તેમ તેમના બોલવા ચાલવામાં પણ ભોળાભાઇને પાગલપણું જણાતું ને તેથી પોતે પોતાની મુળવાંચ્છના પુરી કરવાની તક સાધી લઇ દાટેલી દોલતની જગ્યાએ જવાનું એણે કહ્યુંજ.

બન્ને બે માઇલથી પણ વધારે આગળ નીકળી ગયા ત્યાર પછી ચતુરભાઇ એક જગ્યાએ ઉભો રહ્યો, અહિં ચોતરો હતો. ત્યાં આગળની ભૂમિ પગવડે ચતુરભાઇએ દબાવી ને તે પોચી લાગતી હોય તેમ જણાવ્યું, પછી બોલ્યો:—આજ, આ જગ્યા; આ એજ ચોતરો ને અહિંજ અમારા નાલાયક ભાનુનો ભંડાર છે ભાઇ સાહેબ; પણ.....પણ તમે ખોદશો શા વડે?

"હા. હથિયાર તો છે નહિ! ત્યારે શું કરવું?

"શું કરવું શું" હું તો કહું છું કે ખોદો, ખોદશો તો દોલત પામશો."

"કોઇ ગામના સિમાડા જેવી આ જગ્યા જણાય છે; નજીક ગામ હોય તો કશું સાધન મેળવી શકાય ખરૂં."

"પણ—પણ મને મુકીને એકલા જાઓ એ તે બને? બન્ને જણ પોત પોતાના કાવતરામાં મશગુલ હતા, ભોળાભાઇના મનમાં એવી આંટી હતી કે જો આ કેદીને એકલો છુટો મુકવામાં આવે ને કદાચ પોતાના છુટકારાની ખાતર આવું તર્કટ ઉભું રચ્યું હોય ને હું ઠગાઇ જાઉં તો પછી મારી પુરી ફજેતી થાય, માટે એને એકલો તો નજ મુકવો. આ તરફ ચતુરભાઇ એવી ચિંતામાં પડયા હતા કે ભોળા

ભોપાને ભ્રમણામાં નાખી અહિં સુધી તો લાવ્યો છું પણ હવે જો અહિંથી એ છટકી જાય તો મારા એકલાનોજ બચાવ થવા પામે—અર્થાત બે બાળાઓ તો બાપડી બન્દીખાનામાંજ રહી જાય છે! માટે એને છુટો તો નજ કરવો.

આમ પરસ્પર વિચારમાં હતા એટલામાં પાછળથી ઘોડાની નાળ ખખડતી જણાઈ ને તેથી પ્રથમ ભોળાભાઇ ચેતી ગયો અને દોડે છે એટલામાં અલમસ્ત ચતુરભાઈએ જેટલું પોતા-નામાં જોર હતું એટલા જોરથી કાંડુ દબાવ્યું તથાપિ એક છુટા રહેલા હાથવડે ભોળાભાઇએ પોતાનો બચાવ કરવાની ખાતર કમરમાં રહેલા છરાનો ઉપયોગ કરવાની તૈયારી કરી. છરો જોઇને ચતુરભાઇ ભડકયા તો ખરા અને અનુમાન તો એવું થાય જ કે જો એ પ્રસંગે પાછળથી પેલો સ્વાર ન આવી પહોંચ્યો હોત તો ચતુરભાઇના રામ રમી જાત.

"ચતુર ! તું અહીં કયાંથી ?"

ઘોડે સ્વારે ભોળાના હાથનો છરો છીનવી લઇ એને કબજામાં રાખી ચતુર પ્રતિ વાત કરી.

"ભાનુકુમારના નગર ત્યાગ પછી સ્વતંત્ર રીતે મિત્રતાને અંગે પરિશોધ માટે નીકળી પડયાની સઘળી વાત ચતુરભાઇએ નિવેદન કરી. વળી ભાનુનો પત્તો મળ્યા પછી, ભાડાના ગાડા ની તપાસ માટે તે ગયો, તે દરમિયાન ભોળાભાઇ તરફનાંજ બીજાં માણસોએ ભાનુ સાથેની બાળિકાઓ સહ પોતાને બન્ધી-ખાને નાખ્યાની વાત પણ વિદિત કરી.

બે સ્રીયો કોણ હશે ? એ જાણવા તેમજ ભાનુની બાતમી મેળવવા ઘોડેસ્વાર અતિ ઇન્તેજાર થયો.

આ ઘોડેસ્વાર ભાનુકુમારનો સગો પણ કનિષ્ટ ભાઇ હતો અને એનું નામ જયમલ્લ હતું, જયમલ્લ પણ બન્ધુની શોધમાં રાત દિવસ પરિભ્રમણ કર્યા કરતો હતો અને અહિં અચાનક આ લોકોનો ભેટો થયો હતો.

અપાય તેટલી નીશાનીઓ તથા બાતમીયો ભાનુનો પત્તો મળે તેવી ચતુરભાઇએ આપી, અને એક પકડાયલા પણ પક-

ડાઇને અવાચક જેવા બની ગએલા શત્રુના માણુસને પોતાના રાજ્યમાં કેદ કરી, બીજા કેટલાક માણુસો સહ ભાનુકુમારની શોધમાં નીકળવાનો તેમજ હવે ચતુરભાઇને પોતાને ઘેર પાછા ફરવાનો અભિપ્રાય જયમલ્લે ચતુરભાઇને જણાવી દીધો. બધી વાત કબુલ કરી, પણ એક વાતમાં એ આડો ફાટયો ને તે એ કે "હું મ્હારી મેળે મારાથી બનશે તેટલું ગુપચુપ રીતે ભાનુની શોધ માટે કામ કર્યાં જઇશ."

મિત્રપ્રત્યેના આકર્ષણને તે જયમલ્લ રોકી શકયો નહિ અને પેલા અવાચક ભેપાને લઇ પ્રથમ તો જયમલ્લ પોતાના પુર તરફ વળ્યો.

ચતુરભાઇએ જતાં જતાં રામ રામ સંભળાવ્યા.

## પ્રકરણ ૬ ઠું.

### તૈયારી.

**મ**ધ્ય રાત્રી થઇ ગઇ હતી, સર્વત્ર ચંદની પોતાના કુમ બહારમાં ખીલી રહી હતી અને ચંદનીના અજવાળાથી જોવાતું હતું કે એક મનોરમણીય અને ભવ્ય મકાનના પાછળના ભાગમાં ત્રણ રૂમ હતી. તે પૈકી વચલી રૂમમાં બે બાલિકાઓ આપસ આપસમાં વાત કરી રહી હતી; પાસેના ભાગમાં બગીચો હતો જ્યાંથી પુષ્પ સુગંધથી મિશ્રિત પવનની મૃદુમૃદુ લહરીઓ વરસતી હતી; લહરીઓ ભેગી તણાતી બે બાલિકાઓ કંઇક નિઃશ્વાસ, કંઇક આશા અને કંઇક અભિરૂચીભર્યા ભાવે વાતમાં ગુંથાઇ હતી. તે પૈકી એકની ઉમર તેર ચાદ વર્ષની હતી. સુધા ઢોળતા શશી જેવું તેનું સુંદર વદન ચંદનીના નૂરથી અતિ તેજોમય લાગતું હતું અને અંગપર અન્ય ઉત્તમ અલંકારો પરિધાન નહિ કરેલા હોવાથી તેના સુકોમળ સર્વાંગની સંપૂર્ણ રીતે જોનારને ઝાંખી થઇ શકતી હતી! નિશ્વાસો નાખતાં નાખતાં

અને ક્વચિત્ ક્વચિત્ આંસુ ટપકાવતાં તે પોતાની સખી પ્રત્યે કાંઇક કહી રહી હતી.—

"બકુલા! હવે હું શું કરૂં?"

બકુલા—કમળા! તું તો નકામી બાલહઠ પકડી રહી છે, પિતાની આજ્ઞા પાળે તો પછી કશીજ મુશીબત નથી.

કમળા—ધર્મથી નીરાળી, નિંદાપાત્ર, તુચ્છ અને હલકા હૃદયને છાજતી એવી પિતાની આજ્ઞાને આજ્ઞા કહેવાય? બ્હેન? ભાનુકુમારને આ હૃદય અર્પાયું અને વળી લોક રૂઢી પ્રમાણે ચોરીમાં મીઢળ સુદ્ધાં બંધાયાં, તે હવે એક નાનાં છોરાંની રમત દાખલ ગણીને કુમાર ભાગી ગયા એટલે બીજાની સાથે વિવાહથી જોડાવું? વાસ્તવિક છે આ! બકુલા! મને બબ્બે સ્વામીવાળી બનાવવી છે?

બકુલા—કહેવાય છે કે ભાનુકુમાર તારે લાયક પણ નહતો બડો દુરાચારી, વિષયી, લંપટ અને જુગારી હતો.

કમળા—એવું કહેનારના મોંમાં ફાચર કાં નથી વાગતી! એવાંની જીભ કાં કપાઇ જતી નથી! લોકો શા વાસ્તે ખોટાં આળ મુકતા હશે? અને એ ગમે તેવો હોય તોય મારો બનેલો છે ને તેને હવે હું શી રીતે છોડી શકું? છોડવા મથું તોય શીરીતે છોડી શકું? માબાપ વધારે દુરાગ્રહી થશે તો પછી હું મારૂં સુઝતું કરીશ.

બકુલા—એમ કરવાથી દુનિયામાં ખોટો દાખલો બેસશે ને તેથી તારે ; આવો મોહ છોડી દેવો ઘટે છે કમળા?

કમળા—દુનિયા તો મુળથીજ દોરંગી છે બાકી મને નથી લાગતું કે કુમાર પ્રત્યે મને મોહની લાગી હોય સખી! સ્નેહ છે કે મોહ તે બતાવી આપવાની વેળાસર ઇશ્વર તક આપે એવી તુંયે પ્રાર્થના કરજે.

બકુલા—પણ પ્રાર્થના, કુમારના હૃદયમાં દેવ શી રીતે ઉતારવાના હતા? એ તો એવુજ પણ લઇને બેઠા છે કે મરણ પર્યંત લગ્નજ નથી કરવું?

કમળા—મેં શાસ્ત્રમાં વાંચ્યું હતું કે જેનાપર ઇશ્વરની અમી ઉતરી હોય એવી મહાન વ્યકિત કુંવારી રહીને પણ દુનિયાનું સારી રીતે ભલું કરી શકે. બિન્દુનો ઉપયોગ બે માર્ગે થાય એક પ્રજોત્પત્તિમાં ને બીજો પારમાર્થિક કૃતિમાં સતત્ મચ્યા રહેવામાં. આ પૈકી કુમારને જે વધારે પસંદ હશે તેજ હું પણ સ્વીકારીશ એ કુંવારા રહેશે તો હું પણ કુવારીકાવૃતને સ્વીકારીશ ને અમે બંન્ને એકજ વૃતવાળાં, પછી બને તેટલી દેહ અને દેહીની સેવા સાધશું પણ તે બીજાની છાયમાં રહીને તો નહિજ.

બકુલા—પ્રભુ તને નવું બળ બક્ષો. તારી આત્મશ્રદ્ધાપર વારી જાઉં છું. કમળા! તારા અડગ નિશ્ચયમાં મને પણ ભેગી રાખજે. હું એકલી રહીશ નહિં, જ્યાં તું ત્યાં હું.

કમળા—જેને લાગ્યાં તેનેજ ભોગવવા દે. બ્હેન? મારા વાસ્તે તું કાં ઘર છોડી કંટક માર્ગે અથડાવાનું મન કરે છે?

બકુલા—આવું કહેવું શોભતું છે? તારી આ સ્થિતિમાં તારાથી વિખુટાં પડી મારા દહાડા આનંદમાં જાય એવું તને લાગે છે?

કમળા—ત્યારે હવે આપણે શું કરવું?

બકુલા—પ્રથમતો કુમારનો પત્તો મેળવવા યત્ન કરવો.

કમળા—એમના સંબંધી સાધારણ બાતમીયે મળવી જોઇએ. બન્યું મેં તો એમને બરાબર ઝાંખી ઝાંખીને જોયા પણ નથી વાટમાં મળે તોય—

બકુલા—એમની છબી તારા પિતાના દિવાનખાનામાં છે.

કમળા—એ ઠીક યાદ આવ્યું! ને બ્હેન! આપણે એકલાંજ જઇશું ને?

' નહિ; આ તમારો નાનો ભાઇ પણ બેનની સેવામાં હાજર થશે," બાજુપર ઉભો રહી સાંભળતો ને શ્રવણ કરીને આંખમાંથી આંસુ નિંગાળતો કમળાનો નાનો બંધુ કુસુમ, બેનની પાસે આવીને બોલ્યો.

---

# પ્રકરણ ૭ મું.

## "પંઝામાં"

---

ગુપ્તપણે સઘળી ગોઠવણ કરીને પરવાર્યા પછી કમળા અને બકુલા બન્ને પથારીવશ થયાં તથાપિ જે કામ કરવાનું માથે લીધું છે તેના આરંભકાળ વખતે નિદ્રા આવેજ નહિ મુકરર કરેલા વખતે કુસુમ આવી પહોચ્યો અને બન્નેને લઈ ગુપ્તરીતે નગર બહાર નીકળી ગયો.

ત્રણે ઘોડેસ્વારો નગરથી કેટલેક દુર નીકળી જઇ એક ઘટાદાર વડની શીતળ છાયા નીચે બેઠા અને થોડીવાર વીસામો લીધા પછી કાશી તરત જવાનું નક્કી કર્યું. કમળા તથા બકુલાને કુસુમે એમના વાસ્તે આણેલો પુરૂષનો પહેરવેશ આપ્યો તે બન્ને જણે પહેર્યો અને પછી પાછાં અશ્વારોહણ માટે સજ્જ થયાં.

નશીબ બે ડગલાં આગળનું આગળ એ ન્યાયે કમળાને પાછું કરમાવા વારો આવ્યો અર્થાત્ કુસુમકુમારનો અશ્વ અકસ્માત ભડક્યો અને એકદમ ત્યાંથી નાઠો, ખુબ નાઠો ને તે ક્યાં ગયો તથા કેટલે દુર ગયો તે બન્ને બાલિકાઓ જોઇ શકી નહિં. અશ્વારૂઢ કુસુમના પાછળ પુરવેગથી પોતાના ઘોડાઓ મારી મુકયા પરંતુ કોણ જાણે કયાંયે ખીણ, ખાઇ કે કોતર તેઓખડમાં ન ભરાઇ ગએલો કે જેથી ખરા બપોર થઇ ગયા ત્યાંસુધી પત્તો મળ્યોજ નહિ. ભુખેને તરશે, તાપે અને

દુઃખે બન્ને બાલિકાઓ ખુબ આકળવિકળ (વ્યાકુલ વ્યાકુલ) થવા લાગી અને કશી દેશ દશા (દિશા) સુઝી નહિં. માત્ર વનમાં ભુખ્યાં, તરસ્યાં, કોઇની ઓથ વગરનાં ને માર્ગથી અજાણ્યાં આમ એકલાં ક્યાં જવું? તેની કશી ગમ પડી નહિ. બન્ને બાળાઓ વિચારમાં અને અફસોસમાં કિસ્મત્ જ્યાં દોરે ત્યાં દોરાવા લાગી.

બહુ આઘે ગયા ત્યાર પછી એક નાનું શું તળાવ તેમની દૃષ્ટિયે પડ્યું. આ તળાવને ઓવારા બાંધેલા નહોતા, તેમ ગામની વસ્તિનો આ પાણીનો ઝાઝો વપરાશ હોય એવું પણ જણાતું નહોતું. તેની નજદીકમાં ગામજ હશે કે કેમ? એ એક શંકા હતા આ તળાવની ચારે બાજુ ઉગેલાં પહાડી વૃક્ષો અને એ વૃક્ષોમાંથી થઇને વાતો વાયુ સમીસાંજને સમે બાળાઓને જરાક આશ્વાસન આપી શક્યો. સંધ્યા સમય થવાની જ ઘડીઓ ગણાતી હતી. કંઇક કંઇક ગગનમાં રંગ પુરાતા હતા અને અસ્ત થતો સુર્ય ગુલાલ "વેરૂં વેરૂં" કરી રહ્યો હતો તે સઘળી લીલા જોતી બન્ને દુઃખી અબળાઓ તળાવના કાંઠાપર એક પથરાયલી શીલાનું આસન કરીને "ઓ દૈવ" કહીને બેઠી.

છતે ઘરબ્હારે વન વગડો શા માટે? છતે વૈભવે અન્ન દાંત વચ્ચે વેર શામાટે? છતે સુખે દુઃખ વ્હોરી દહાડા કહાડવા દોહ્યલા શામાટે? એક પોતાના અડગ પણ સાત્વિક વૃતિમય સંકલ્પની સિદ્ધિ અર્થેજ—પ્રેમ માટેજ, ધર્મ માટેજ.

ક્ષુધા, તૃષા અને નિદ્રાથી પીડિત બકુલા હવે છેક થાકી ગઇ હતી ને તેથી સમી સાંજના તળાવ પરના શીતળ ને મંદ પવનની લહેરીઓએ એની આંખો ઢળાવી દીધી. વ્હાલી સખીનું મસ્તિષ્ક પોતાના અંકમાં મુકી પતિભક્તપરાયણ કમળા સંધ્યાના રંગો અને એક બાજુથી આથમતા સૂર્યને તો બીજી બાજુથી ઉગતા ચંદ્રની આછી ઝાંખી કરતી કરૂણ પણ કોકિલ કંઠે આવા ભાવાર્થવાળું કંઇક ગીત ગાતી હતી.

નોધારાના આધાર? ચઢો વ્હારે,
પડી પાલવે હું રંક દૈવ ત્હારે;

મ્હારે અન્યની ન ઓથ કે આધાર,
ભલે બાહ્યથકી તાર કે બુરાડ
દીનાનાથ ! તું દયાળુ દેવ કહાવે.
શ્રદ્ધા તુજમાં મ્હને પ્રભુ ! સ્વભાવે
તુજ નામ કૃતિ, સૂત્ર શિર નમાવે
જ્યોતિ આત્મની અલૌકિક જગાવે.

"જ્યોતિ આત્મની અલૌકિક જગાવે" એના એ ચરણમાં કમળા તન્મય બની ગઇ, જ્યોતિમાં લુબ્ધ બની ગઇ અને જાણે એ મહાજ્યોતિમાં સ્વાત્મજ્યોતિ મળી ગઇ હોય તેમ થોડીક ક્ષણો પછી બેભાન સ્થિતિ ભોગવતી બાલિકા ( કમળા ) ધરણી-પર ઢળી પડી. ખરેજ, જ્યોતિમાં તન્મય થનાર કમળા નહતી પણ કમળાનો આત્મા હતો.

કમળા બેભાન થઈને ભુમિપર પડી ને તેના અંકમાં બકુલાનું શિર જેમનું તેમ રહ્યુંજ લગભગ ત્રણેક કલાક આમ શાન્તિથી વહી ગયા.

પછી જ્યારે તમરાંનો ગણગણાટ થવા લાગ્યો, રાત્રીનો સમસમાટ સુસ્વાટાભેર સંભળાવા લાગ્યો, મનુષ્ય તો શું પણ પક્ષી સુદ્ધાં પોતાના માળામાં લપાઇ ગયાં અને સઘળું શાન્ત થઇ ગયું તે વખતે બે ત્રણ મસ્ત આદમી તળાવની પાળે છુપાતા છુપાતા તથાપિ દશે દિશામાં દષ્ટિ ચાળવતા પોચાં પગલાં માંડતા આ તરફ આવતા હતા.

બન્ને બાળિકાઓને જોતાંજ તેઓ પ્રથમ તો એકદમ સ્તબ્ધ બનીને બે ડગલાં પાછા હઠયા અને પછી આસ્તે આસ્તે એ બાઘા જેવા બની ગયેલા મસ્ત આદમી બાળાઓની સમીપ આવી પહોચ્યા.

પરસ્પર ઇશારત પુરતી વાતો પણ થોડીક કરી અને છેવટ બધા એકજ નિર્ણયપર આવ્યા હોય એમ જણાયું.

મુળે તો કમળા બેભાન હતીજ ને તેમાં વળી આ દૈત્યોએ ગજવામાંથી કાઢીને દવાની શીશી સુંઘાડી—બકુલાને પણ બાકી ખાતે રાખી નહોતીજ.

હવે આવી સ્થિતિમાં ઉપાડી લઇ જતાં શી મુશીબત પડે? ત્રણે જણ પોતપોતાના મનમાં ખાનગી વિચારો કરતા. વિચારોમાં ઝુલતા અને પ્રફુલ્લ થતા એ બાળાઓને ઉપાડી ત્રણ આદમી, તળાવનો તટ છોડી આવ્યા હતા તે માર્ગે પાછા વળ્યા.

ઘોડા ત્યાંના ત્યાં રહ્યા નહોતા કેમ કે પાછળથી એજ દુષ્ટોના માણસ આવી ઉપાડી ગયા હતા અરેરે! "કહીં તું જાય છે દોસ્ત દગાબાજી કરી કિસ્મત!"



## પ્રકરણ ૮ મું.

### "બળાત્કારમાંથી"

બેભાન અવસ્થામાં કમળા તથા બકુલાને ઉપાડી ગએલા દુષ્ટોએ તે બન્નેને એક પોતાની કબજાની કુબ્જા નામની સ્રીને ત્યાં મુકયાં હતાં; અને તે કુબ્જાદ્વારા બન્નેનાં મન સંપાદન કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની ઇચ્છા રાખી હતી.

સવારમાં સાતેક વાગ્યાના સુમારે બન્નેનો નિશો ઉતર્યો ત્યારે તેઓને પોતે એક ઘરમાં છે એમ માલમ પડયું; આ વખતે તેઓની નિકટજ કુબ્જા બેઠી હતી.

કુબ્જા તે કુબ્જાજ હતી. એ કઠોર કાળજાની કુબ્જા દુષ્ટોની ઇચ્છા તૃપ્ત કરાવવામાં સામેલ રહેતી તેનું પ્રયોજન માત્ર પૈસાજ? આ ક્ષુદ્ર બક્ષીસની ખાતર કુબ્જાએ બરાબર પોતાનું પોત પ્રકાશવા માંડયું—બાલિકાઓ જ્યારે બેભાન હતી ત્યારે કુબ્જાએ એઓના અંગનું બારીકાઇથી નિરીક્ષણ કરેલું અને નિરીક્ષણ કરતાં કરતાં તે હસેલી એનું પ્રયોજન એ હતું કે બાલિકાઓ પુરૂષવેશમાં હતી તે એણે જાણ્યું.

બન્ને જ્યારે શુદ્ધિમાં આવ્યાં ત્યારે કુબ્જા છેક તેમની નિકટજ ગઇ અને ગભરાશો ના; આ ઘર તમારૂંજ છે "વગેરે મુખકની માફક મીઠું બોલી, ફોસલી ખાવા જેવા શબ્દોથી

શાન્તિ આપવા લાગી વિશ્વાસુ બાલાઓને આથી થોડો તો આનંદ થયોજ અને આનંદી ચ્હેરે એમાંથી એકે પ્રશ્ન કર્યો કે "અમે અહીં ક્યાંથી? કોણ લાવ્યું."

"લાવનાર વીરપુરૂષો છે. થોડાજ વખતમાં તમને એઓ-શ્રીનો ભેટો કરાવીશ. પણ..........પણ..........તમારે આટલી ભરજુવાનીમાં બાઇડીના ભાયડા કેમ બનવું પડેલું?"

ઉપલા શબ્દો શ્રવણ કરતાં કરતાંજ બન્ને સ્તબ્ધ થઇ ગયાં! કશું બોલી શકયાં નહિ. પોતાનો ગુપ્તવેશ આ બાઇ કેમ કળી શકી તે સંબધી અનેક તર્ક વિતર્કમાં ગર્ક થવા લાગ્યાં; કુબ્જાએ આગળ ચલાવ્યું:—

રાત દહાડાનો અમારો ધંધોજ આવો છે, તો ઢાંકપિછોડો કોના આગળ? બોલોને; મન ખોલીને વાત કરોને--"

કમળાએ પોતાની ચોળીના ગજવામાંથી એક ગીની કાઢીને આપતા કહ્યું--"બાઇ સાહેબ! લ્યો" ફુલ નહિ ને ફુલની પાંખડી" ભેદ ભરમની વાતો છેડવામાં શો સાર છે, ને એમાં તમારી તો કશી મતલબેય નહિ હોય."

કુબ્જાએ ગીની લઇને ગજવામાં મુકી અને કશું બોલવા જતી હતી એવામાં બકુલા બોલી?--"વનવગડામાંથી અમને અહીં આણનાર દયાળુ દિલના એ પરોપકારી પુરૂષો કોણ છે?"

"અમારા ઘરનાજ છે; ને હવે એમને આવવાનો વખત થયો છે; ને ખરેજ; એ તમને બહુ ચ્હાય છે." કુબ્જાને પૈસા મળ્યા એટલે એ વધારે લેવા લલચાઇ અને લાલચને લીધે આડાઅવળી ડાચાં નાંખવા લાગી. આ તરફ "ચ્હાવું" શબ્દે વિદ્યુત જેવી બન્નેનાં હ્રદયમાં અસર કરી અને આ ધુતારી કુબ્જાપ્રતિ તિરસ્કાર છુટયો. પંદર રૂપિયા આપતાં પણ લેશ શરમ ન અડકેલી જાણી બન્ને બાળાઓ ત્હેના નિષ્ઠુર હૃદયને સ્વગત ધિક્કારવા લાગી, તથાપિ ધિક્કાર તિરસ્કાર કે અન્ય વિચાર માટે વધારે સમય મળ્યો નહિ અર્થાત્ સ્વલ્પ સમયમાં તો પેલા ત્રણે જણા આ તરફ આવતા જણાયા અને એઓનો મોહલુબ્ધ ચ્હેરો જોતાંજ બન્ને નિર્દોષ બાળાઓ સંવળા

ચેતી ગઇ અને તેઓ મકાનની અંદર પેસે તે પહેલાં તો અંદરથી કમાડ બંધ કરી આગળો માર્યો અને સાંકળ વાસી, પરંતુ સાંકળને ઉઘાડી નાખનાર કુબ્જા પણ અંદરજ હતી. બાલિકાઓનો વિચાર એવો હતો કે વિષયીના આવતા પહેલાં શિયળસંરક્ષણાર્થે બારણાં બંધ કરી અંદરના ભાગમાં આવેલી ઉંચી બારીએથી પડતું મુકી બહાર નીકળી જવું. પછી જાન જાય તો પણ પવિત્રપણેજ ગયેલો ગણાશે. અપવિત્રપણે નહિ પણ આ સંકલ્પ બર શી રીતે આવી શકે! અંદરથી સાંકળ વાસી બારીએથી પડતું મુકવા જાય તેટલામાં તો આજ્ઞાધિન કુબ્જા દુષ્ટોની આજ્ઞાના ખાતર સત્વર સાંકળ ઉઘાડી દે અને એઓને અંદર આવવાનો માર્ગ મોકળો કરી આપે. બન્નેને આ વિચાર ઉદ્‌ભવેલોજ હશે કેમકે, નહિ તો બારણું બંધ કરીને તરતજ પોતાની કમરે રહેલા ખંજરવડે પ્રથમ તો તેનો વધ કરીને બન્ને બારીએથી બહારના ભાગમાં કુદી પડયાં હોત નહિજ.

---

# પ્રકરણ ૯ મું.

## "ચંડાળ ચોકડી"

---

ભાનુકુમારને ઠગનાર પેલા ગાડાવાળાની ચંડાળ ચોકડી જંગલમાં એક ગુફાવાળી વૃક્ષકુંજમાં ભરાઇ પરસપર વાતો કરે છેઃ—

"મોટી ભુલ તો એજ થઇ કે ભાનુકુમારને પકડયો નહિ."

"હા, જો એને કબજે લીધો હોત તો પછી કશી ચિન્તા નહોતી; પછી તો ચારેને ઠેકાણે પહોંચાડી નિરાંતે બેસાત."

"અરે ભાઇ! જે થયું તે ઠીકજ થયું છે એમ માનો; પેલો ચતુરભાઇ નામનો બ્રહ્મભટ્ટ આપણા પેરાવાળાને ફોસલાવી કયાંયે ઉપાડી ગયો છે. હવે જો આપણા કાવતરાની

વાતો પણ થશે તો ભાનુનો બાપ જીવતાં ગરદન મારશે. એ કાંઇ જેવો તેવો નથી; વળી ભાનુને પકડયો હોત ને એના બાપે એવી ખબર જાણી હત તો એના જબરા લશ્કર આગળ આપણે માંખની પેઠે મસળઇ જાત."

" એ પણ ખરૂં; ત્યારે હવે કરવું શું !

" આપણે તો દરદાગીનાનો હેતુ હતો તે મળ્યો-મારા બાપ ! આટલો અવેજ તો જન્મારામાં પામેલા નહિ ! તો હવે એ બે બાઇઓને જમીન ભેગી કરી દઇએ-જીવતી રાખવામાં-નેજીવતી રાખી તેને ભોગવવામાં તો ફાયદો નથીજ.

" અક્કલનો બારદાન છે કે શું ? બે બૈરાંને મારી નાંખીને નિરાંતે રહેવા વારો આવશે ? ભાનુના બાપનું જોમ જોયું છે ? કીડીના નાના નાના દરમાં આપણે ભરાઇશું તો પણ તે શોધી કાઢીને છુંદી છુંદીને મારશે; માટે એના કરતાં તો જો સ્ત્રીઓને છુટી મુકી દેવામાં આવે તો સારૂં કેમ કે એ લોકોને ઘરેણાં ગયાં તેથી કાંઇ ઝાઝી અસર નહિ થાય પણ થોડી થશે. તે ગયેલી સ્ત્રીઓ વખતે મળવાથી એ ડાઘ ભુંસાશે અને આપણી તપાસનો વિચાર પણ માંડી વાળશે છતાં આપણે અગાઉથી ચેતતાજ રહીશું—મતલબ કે આ જગા કે જેનાથી બે સ્ત્રીયો માહીતગાર છે તે છોડીને બીજા સ્થળે જઇ રહીશું. એટલે જો કે તેઓ આપણી પરિશોધનો વિચાર તો માંડીજ વાળશે. છતાં શોધ ચાલશે તો પણ આપણો પત્તા પછી આ ઠેકાણેથી લાગવાની ભિતિ મટી જવાની.

" આપ સરદાર છો."

ગાડાવાળોજ બધાંનો સરદાર હતો ને તેની સૂચના સર્વ-માન્ય થઇ.



# પ્રકરણ ૧૦ મું.

## "મણિ"

પોતાને ઠગનારાઓનો પત્તો નહિ મળવાથી આખર બેહોશ બનીને ભાનુકુમાર એકલો અરણ્યના માર્ગોમાં ગમે ત્યાં ઘુમતો હતો. પોતે ક્યાં જાય છે કે આ કઇ જગ્યા છે એનું પણ એને થોડુંજ ભાન હતું.

ફળફુલાદિના આહારથી ગુજારો કરતાં કરતાં એક વનની સીમા એ ઓળગી ગયો. જો કે અહિં વસ્તી તો નહોતીજ જણાતી પરંતુ જંગલના જેવી વિષમ વાટિકાઓ માત્ર નહોતી, અર્થાત્ ઉપવનજેવી રમણિય રચના દ્રષ્ટિગત થતી હતી. ભાનુકુમાર અહિં આવ્યો અને ઘણા દહાડે વનમાંથી છુટી ઉપવનની મૃદુ સુવાસિત, સુંદર અને હળવી અનિલ લહરીઓનો આનંદ અનુભવવા લાગ્યો. અહિં એક શિવાલય હતું, ભાનુ ત્યાં ગયો અને શિવાલયના ઘુમટ આગળ જઇ બેઠો. અંદરની શીતળતા કાંઇ ઓરજ હતી શીતળ, શાન્ત અને સ્વચ્છ શિવાલયમાં બેસી, બગીચામાંથી થોડાંક વીણી આણેલાં ફળ આઇ, હાથ મોં ધોઇ પોતે સ્વસ્થ પણ બન્યો અને પછી મહાદેવનુ ધ્યાન ધરવાની તૈયારી કરવા લાગ્યો.

તેવામાં આઘેથી એક બાળા આ તરફ આવતી જણાઇ. કેવળ શીધી શીધી આવતી નહોતી તથાપિ કહિ કહિ ફુલ ચુંટતી, કહિ કહિ વૃક્ષપરથી પરિપકવ થઇ નીચે પડેલાં ફળને વીણતી, કહિ કહિ વાંકા વળેલા વેલાઓને શીધા કરતી અને બગીચાનાંની અવ્યવસ્થાને વ્યવસ્થામાં આણવા મથતી હોય તેવી દેખાતી આવતી હતી.

અનાયાસેજ ભાનુની દૃષ્ટિ તેનાપર પડી. બાળાએ સુંદર પણ શ્વેત સાડી ધારણ કરી હતી, સર્વાંગે ઉત્તમ આભૂષણ અલંકૃત કીધાં હતાં, શિરકેશ તો છુટાજ રાખ્યા હતા, એની

વય લગભગ મેનકાના જેટલીજ જણાતી અને વદનાકૃતિમાં પણ જોનારને એકદમ ઝાઝો તફાવત જણાતો નહિ. કદાચ એજ મેનકા હોય ! મેનકા સમજીનેજ ભાનુ અનિમિષ એના સામું જોઇ રહ્યા—'મેનકા અહિં કયાંથી ? અચાનક એનો સમાગમ ! શિવનીજ કૃપા !" વગેરે વિચારનાં આન્દોલનમાં ભાનુ ઝુલવા લાગ્યો. ઝુલવા લાગ્યો એટલુંજ નહિ પણ હવે એને બોલાવવા પણ લલચાયો.

બાળા શિવાલય સમીપ આવી પહોંચી હતી. છુપી દૃષ્ટિથી નિર્નિમિષ ભાનુએ તેના સામુ જોયા કર્યું. બાળા દર્શન કરીને પાછી ફરતી હતી તે વખતે તેને બોલાવી.

"મેનકા !"

બાળા અટકી ભાનુ સામું તેણે જોયું—બરાબર નિહાળી નિહાળીને જોઇ લીધું—પછી બોલી—અહો ! બસ, આટલુંજ.

"પણ તું અહિં કયાંથી ! તારૂ મોં કેમ બદલાઇ ગયા જેવું લાગે છે. આપણી મેના કયાં ?"

"બધું આસ્તે આસ્તે કહીશ; ભલા અહિં જુઓ ને; હું તો વિખુટાં પડયા પછી નવા અવતારમાં આવેલી ને તેથી માફ કરજો—આપનું નામ પણ વિસ્મૃત થઇ ગઇ—"

"અરે—મહુ દુઃખ પડયું હશે—ચાલો મને એ બધું કયારે કહેશો ? મારૂં નામ તો ભાનુ—"

"ઓ મારા વહાલા ! ભાનુકુમાર—હવે યાદ આવ્યું—કુમાર ! હું અહિં કોને ત્યાં છુ ને કેમ આવી તથા મેના વગેરેની વાતો બધી કહીશ. હમણાં તમે ઘેર ચાલો—પાસેજ બંગલો છે બધી વાતે ત્યાં સુખ સગવડ છે. થાકેલા પાકેલા—ગરમ જળથી સ્નાન કરી, ભાવે તેટલું ભોજન જમી, નિરાંતે આરામ લેજો પછી આપણે આપણી કર્મ-કથની ઉકેલીશું.

જતાં જતાં ભાનુકુમાર કેટલો આનંદથી પ્રફુલ્લ થયો હશે એનો ખ્યાલ વાંચનારને સોંપી આગળ ચલાવીએ તો—બાળાના બંગલામાં ભાનુકુમારે પ્રવેશ કર્યો. બંગલાના સંરક્ષણમાટે સિપાઇઓનો પહેરો, તાબાનાં માણસો પર બાળાની સરદારી

સખીયોપ્રત્યે બાળાનો ભાવ વગેરે વસ્તુઓનું ભાનુથી દિગ-દર્શન થઇ શક્યું. ન્હાઇ, ધોઇ, જમી પરવારીને કલાકેક આરામ લીધા પછી ભાનુ ઉઠયો એ વખતે બાળા તેની પાસેજ પલંગની પાંગથ આગળ બેઠી બેઠી વાયુ ઢોળતી હતી. વાયુ ઢોળતાં તેની અતૃપ્ત, અધીરી અને તરશી આંખો ભાનુના ભાનુજેવા વદન પર ઢળતી હતી.

ભાનુને આરામ મળ્યોજ નહતો કેમકે કર્મકથની શ્રવણ કરવાની ઇન્તેજારી અતિશય વધેલી હતી. ભાનુ પલંગમાંથી ઉઠી સ્વસ્થ થયો અને પાસે બેઠેલી બાળાને સંબોધીને કહ્યું—"હવે મને કહે, મેનકા! તારા વદનમાં મને કેમ આટલો બધો ફરક લાગે છે?"

"એક તો આપનો વિયોગ ને બીજું——બીજું——ના, બીજું તો નહિ કહું." નિઃશ્વાસ નાખતાં બાળા બોલી.

"આમ અકળાવું ન ઘટે; થોડી પળો મુંગા રહી, બળેલા બળેલા આ તારા ભાનુને વધારે બાળ માં; મારાથી હવે વધારે વાર ઉત્કંઠિત રહી શકાશે નહિં."

"શું કહું? જીભ નથી ઉપડતી--ભલા! એક તો તમારો વિયોગને બીજું........બ્હેનનો કાળ."

"કાં! મેના વગર કોઇ બીજી બ્હેન હતી?

"નહિ, મેનાનોજ."

મેનાનુ મોત સાંભળીનેજ ભાનુ ક્ષણભર અચેતન બની ગયો. બાળાએ બાહ્યોપચારથી એનું શાન્તવન કરીને ઠેકાણે આણ્યો.

"હજુ તો હું તમારી ઓળખાણ પણ પામ્યો નથી ને તે પહેલાં બેમાંથી એકનું મોત! હર! હર! આ હું શું જોઉં છું!

"આપણે વિખુટા પડયા ત્યાર પછી અમારી ઓળખાણ તમને કોઈ બીજી દ્વારા પડીજ નથી.?

"ના, વારૂ એટલું તો કહો કે નદીકિનારે ચતુરભાઇ કને તમે બેઠેલા ત્યાંથી પછી તમને કોણ ઉપાડી ગયેલું? ને તમારી ઓળખાણ કરાવો."

"મેના મને આજ પાછી બહુ સાંભરી આવે છે; માટે હવે કાલે વાતો કરવાનું રાખો તો સારૂં" કહીને ગળગળી થઇ ગઇ. ભાનુ પણ એજ સ્થિતિને પામ્યો તફાવત માત્ર એટલો હતો કે એકનું રોવું સ્વાભાવિક હતું જ્યારે બીજાનું કૃત્રિમ.

બાળા પાછી સ્વસ્થ જણાઇ ને ભાનુને સ્વસ્થ કરવા પાણી પાયું; થોડીવાર આરામ લેવાનું કહી બાળા બંગલાની પાછલી રૂમમાં ગઇ જ્યાં એના વર્ગની સખીયો હાજરજ હતી તે પૈકી એક સખીએ સાદર કહ્યું --

"વાટમાંથી રત્ન તો રૂપાળું લાધ્યું છે."

"હા, પણ બરાબર ભોળવાઇ જાય તો જ તો; ને જો ભોળવાય તો બીજાના જેવી એની સ્થિતિ નહિ કરતાં-સખીયો એની સાથેજ જીવન ગાળું એવો મારો તો મત છે."

"છે તો જીવન ગાળવા જેવોજ; પણ તમે મેનકા નહિ પણ મણિબા છો એવું એને જાણ ન થાય તે બદલ પાળ ચણી લીધી ને?"

"હજુ તેવો પ્રસંગ આવ્યો નથી પણ સૌ થશે. એ તો મેનકા ને મેના ઉપરાંત વળી કોઇ ચતુરભાઇનું નામ પણ દે છે! કોણ જાણે ચતુર કોણ ઉલ્લુ હશે? આપણે હવે એ લોકોની હકીકત શી રીતે કહેવી? જાણે કે મેનાનું તો મોતના નામે પતી ગયું."

"ફીકર જેવું તો ખરૂં."

"ના ના, હાં યાદ આવ્યું જુઓ, મેનકાએ પોતાની ઓળખાણ ભાનુકુમારને હેઠ સુધી નથી પાડી; ઓળખાણ આપતા અગાઉ તે તેનાથી વિખુટી પડી ગએલી તે મને ભાનુકુમારની વાતમાંથી સમજાયું છે માટે કપોળકલ્પિત વાત કરી કાઢવામાં હવે કશોજ સંકોચ નહિં.

"હયો ત્યારે પોબાર ખરા પડયા કહેવાય!"

સઘળાંએ ખુશી બતાવી મણિના મનની કૃપા મેળવી અને અતિ આનંદમાં આવી મોજમજામાં વૃદ્ધિ કરવાને ખાતર શરા-

નના શીશા રજુ થયા અને આગ્રહ પુર્વક આનંદથી એમાંના રસમાં રસલુબ્ધ સઘળાં થવા લાગ્યાં. અપવાદ દાખલ બે સખાયો હતી તે શરાબને સ્પર્શતી પણ નહતી અથવા કહીએ તો આ લોકોના આચારવિચાર ને ઉચ્ચારથી તે બન્ને નિરાળી હતી. સઘળાં તેઓનાપર કેટલીકવારે મન ઉતારી નાખતાં—બે બાળાઓ મન ઉતરવા દેતી-તેઓને આ લોકોની સ્પૃહા નહતી.

---

# પ્રકરણ ૧૧ મું.

## "અલ્પ દર્શ"

---

આ તરફ જયારે શરાબના નિશામાં ચકચુર થઈ સઘળાં દિવાના જેવાં બની ગયાં ત્યારે સમય સાધીને શ્યામા અને સરલા નામની બે બાળાઓ ભાનુકુમારની પાસે આવી; એ વખતે ભાનુ વિચાર કરતો હતો–" મેનકાની મુખાકૃતિમાં આટલો બધો તફાવત શાથી પડી ગયો ! મેનકાના જાણે સુરત જ ન હોય એવી સુરતા મને કેમ લાગી છે ? એની માયાળુ વાત ચિત એનુ સ્નેહાળ હૃદય અને એની આંખોમાં ભરેલું રસભર તેજ હવે કયાં છે ? એને શહેર છોડીને આમ જંગલમાં બંગલો બંધાવી રહેવાનું શું પ્રયોજન હશે ? મારાથી વિખુટી પડયા પછી જેમ હુ તેની તપાસમાં સતત મચ્યો રહેલો, તેવી તેને કશીજ કાળજી ન હોય એવુ મને તો હવે લાગે છે ! * * * " વગેરે વિવિધ પ્રકારના વિચારો કરતો હતો તે વખતે શ્યામા અને સરલા કુમારની સમીપ આવી અને શિર નમાવી નીચે બેઠી. અને વગર સંકોચે પૂછયું--" બહુ શોચ શા વાસ્તે કરવો. જુઓને ચિંતામાં બધું શરીર શોશાઈ ગયું છે, કાંઇ ખાવાની રૂચિ છે, લાવું ?

સ્નેહ, આર્જવતા અને અંતરના ઉમળકાભર્યા શ્યામાના શબ્દોથી કુમારનામાં નવી સ્ફુર્તિ આવી અને કંઇક પ્રફુલ્લ

હૃદયે બોલ્યો– "ચિન્તા કરી થતી નથી પણ સંજોગોજ ચિંતાને જન્મ આપે છે, વારૂ મેનકા કયાં ગઇ ? એ શું કરે છે ?

"પાસેના ખંડમાં છે, હમણાં સુઇ ગયાં છે. આપની સાર-વાર—પરોણાગત માટે અમે આવ્યાં છીએ; જે કામ હોય તે બેશક અમને કહો, કશો સંકોચ રાખશો નહિ."

"શું સુંદર વદન ! શી કોમળતા ! શી નમ્રતા ! અહા ! મેનકાનાંએ ધન્ય ભાગ્ય કે આવી દાસીઓ તેને મળી છે ! નહિ—કદાચ આ દાસી થવાને બન્ને નહિજ સરજાયાં હોય ! કોણ જાણે આમને જોઇ મને કેમ સ્નેહ પ્રકટે છે. મારૂં હૃદય વિશુદ્ધભાવે એઓના તરફ કેમ ખેંચાતું હશે ? મેનકા આવે તો પુછું કે એ કોણ અને કયાંથી મળી આવેલાં !

"શા વિચારમાં હશો ?"

"સ્હેજ તમારી પવિત્રતા સંબંધી, તમારા સૌંદર્ય અને સ્નેહ સંબંધી."

પછી થોડીવાર સુધી બન્ને જણ કશું બોલ્યાં નહિ; નીચું જોઈ ભૂમિ ખણવા લાગ્યાં. આ બે બાળાઓના વદનપર રમતી નિર્દોષતા નિહાળી તેઓ કોણ છે ? તે જાણવાની ઇન્તેજારી ભાનુકુમારને વધવા લાગી અને મેનકાને પોતાની પાસે બોલાવી લાવવાની એણે આજ્ઞા કરી. બન્ને જણાં ગયાં અને મેનકાને કંઇક સ્વસ્થ જોઈ કુમારનું તેડું નિવેદન કીધું. અને બાળાઓ પોતાના અન્ય કામે વળગી. મેનકાના નામે ઓળખાતી નણી વિચારગ્રસ્ત કુમારકને આવી પહોચી અને "શું કહો છો વ્હાલા !" કહીને ગળે વળગી પડી પરંતુ એના શરાબ પીધેલા વદનની દુર્ગંધ આવતાં ચમકીને કુમાર એનાથી દુર ખસ્યો. ઝેરથી ભરેલી મણીને આથી ગુસ્સો ચઢયો અને લોચન રકત કરીને ગર્જના કરી ઉઠી. "કાં ! આપે તો મારૂં મહા માન-ભંગ કીધું."

"કેમ ?"

"હું તમને ચાહું, તમારા માટે તાપ તડકા વેઠી વનવગડામાં ફરૂં, બળી જાઉં ને ઝુરી ઝુરીને મરી જાઉં, તે ચાહનાને અંગે ચાહીને જે હોટી કરે તેનું આમ તરછોડીને અપમાન? આતે સભ્યતા કહે છે? મણિના કર્કશ શબ્દો શ્રવણ કરી કુમારને કંઇ કંઇ તરંગો થવા લાગ્યા— "મેનકાનું હૃદય આવું ન હતું, એના શબ્દો આ ન હોય, એનામાં ગુસ્સાનું નામ સરખું ન હતું, માનાપમાનનું સ્મરણ પણ નહોતું, મેનાને મરી ગયે હજુ થોડોજ વખત થયો છે ને એટલામાં આ તો એને બીલકુલ વિસારે નાંખતી દેખાય છે—મેનકા એમ ન કરે;" વગેરે વિચારને અંતે સમયસુચકતા વાપરીને પ્રશ્નનો યોગ્ય જવાબ આપ્યો કે "સ્ત્રીયો ડગલે ને પગલે નખરાં કરે ને વિનાકારણ પુરૂષોને દુભાવે તો એકાદવાર એમ કરવાનો પુરૂષનો હક્ક નહિ હોય?"

કુમારના છેવટના શબ્દોથી મણિનો મોહ જાગૃત થયો અને પાછી આનંદલેર કને બેશીને વિનોદ કરવા લાગી તથાપિ શરાબથી ગંધાતા વદને કુમારને અકળાવ્યો અને છેવટ ગેજે વિટાળીને વાત કીધી કે "શરાબવાળું મોં પાણીથી પખાળીને આવો તો આપણે પરસ્પર પાનની પીચકારીઓ (ચાવીને) મારીએ."

"અને નાહીને જ આવું તો.?"

"વધારે સારૂં, ને વળી શણગાર સજીને અવાય તો—

"તેથી વધારે સારૂં."

કુમારની શુશ્રુષા માટે પાછી પેલી બે બાળાઓ સંપાઇ અને પોતે બની ઠનીને કુમારકને આવવા બંગલાની ઇલાયદી રૂમમાં ગઇ.

બે પૈકી એક બાળા (શ્યામા)એ હવે ચારે બાજુ નજર ફેરવીને પછી ધીમેથી વાત ઉપાડી—"મારે તમને આજ કાંઇક કહેવાનું છે."

"નિઃશંકપણે કહો, હું શાન્તચિત્તે શ્રવણ કરીશ."

"પરંતુ એક શરતે."

"શરત પાળીને પણ તમારા મોંની વાત સાંભળવાનો મને કોડ છે; કહો શરત શી?

"એક તો અમારી છાની વાત બીજી કોઇને પણ જણા-વવી નહિ ને બીજું, વાત સાંભળ્યા પછી અમને તજીને—એકલા તમારે અહિંથી ચાલ્યા જવું નહિં."

કુમાર ચમક્યો અને આટલો ગંભીર પ્રશ્ન શો હશે તે વિચારવા લાગ્યો પરંતુ વાત સાંભળવાની અતિ આતુરતા તેમજ થોડીવારમાં હકીકત શ્રવણ કરવાનીજ હતી તેથી શરત પ્રમાણે કબુલ કરીને વાત વિદિત કરવાની માગણી કરી અને તે નમ્ર-પણે સ્નેહપુર્વકજ.

બાળાઓએ વાતનો આરંભ કર્યો. "ત્યારે પ્રથમ તો એ કહેવાનું કે જેને આપ મેનકા તરીકે ઓળખો છો તે મેનકા નહિ પણ મણિ છે."

"હેં!!! એ મેનકા નથી.?"

"જી, ના."

"તાજ્જુબ! તો એ કપટકળાએ મને છેહ દીધો? માયાથી ભોળાને ભોળવી દીધો! ખચિત, એને માટે મને થોડી થોડી તો શંકા થતીજ હતી. હા—ય! સ્ત્રીઓનાં આવાં પાખંડ સાંભળીનેજ હું લગ્ન કરવાનું નહિ ચ્હાતાં, નગર છોડી નીકળી પડેલો—ને તે હવે મને સંપુર્ણ યોગ્યજ લાગે છે."

"એમ બોલો માં, કાંઇ સઘળી સ્ત્રીઓ કપટી હોતી નથી, સ્ત્રીઓમાં પણ સ્ત્રીઓ હોય છે ને તે દેવીઓમાં લેખાય છે ને કહેવાતી સ્ત્રીઓ આવીએ હોય, એટલા માટે કાંઇ સઘળાંજ આરોપ શા વાસ્તે વેઠે? ત્યારે તો અમને પણ એમાંજ ગણતા હશો?"

"જરા પણ નહિ, સમજવામાં મારી ભુલ હું કબુલ કરીને પુછું છું કે એ મણિસંબંધી જે જાણતાં હો તે ટુંકામાં કહેશો?"

"ટુંકામાંજ કહેવું પડશે. કેમકે સ્નાન કરી, શણગાર સજીને પાછું આવવાનું કહેલું છે, તે પહેલું સ્મૃતિમાં રાખ-વાનું. જુઓ ત્યારે મણિ એ મેનકાની મોટી બેન થાય, અમે

અહિં થોડાક મહિનાથી રહેલાં તેટલામાંજ કેટલોક ઇતિહાસ અમે એનો જાણી લીધેલો એટલે કહી શકીયે છીએ કે એક બાપની એ પ્રજા ( ત્રણ પુત્રીયો ) તેમાં બેનું નામ તો તમે જાણ્યું ત્રીજીનું નામ પણ જાણો છો ને તે મેના."

"એ તો સ્વર્ગવાસી.. ........"

"ભરૂંસો રાખવો શા વાસ્તે? કેમ જાણ્યું કે પોતાને મેનકા રૂપે ઓળખાવાની ખાતર "હા, જી હા" ભણીને ઉટંગ જવાબો ન આપ્યા હોય?"

"શક્ય છે; વારૂ પછી?"

"પિતા એનો ઘણો પૈસાદાર હતો, બચપણથી મોઢે ચઢાવી ફટાવી દીધેલી જેના પરિણામે મોટી દીકરી મણીએ ઝેર પાઇ પિતાને મારી નાખ્યો."

"અરરરર"

"પછી, સાંભળો, પછી તે વખતે જો કે મેનકા અને મેનાની વય નાની હતી અને એ બન્નેનાં મણિના નિષ્ઠુર હૃદય જેવાં હૃદય નહતાં; કહેવાય છે કે એનામાં પિતાના સંસ્કારો પડેલા; પછી જ્યારે તે બન્ને મોટી થઇ ત્યારે પોતાનો હિસ્સો મણિકને માગ્યો. મણિએ બન્નેનાં ખુન કરાવવાની યોજના યોજી અને મારાઓ દ્વારા એ બન્ને બહેનોનું કાસળ કાઢી નાખ્યું—છતાં આશ્ચર્ય છે કે આપ મેનકા અને મેનાની ઝંખના જીવતાની માફક કરો છો?"

"ફાંસીની જાળમાંથી એ બન્નેનો મેં બચાવ કર્યો હતો ને એ અચુક જીવતાં છે—એમના સંબંધી હું પછી કહીશ. હાલ તમે મણિની લુચ્ચાઇ પૂરી પ્રતિપાદન કરી નાખો તો સારૂં."

"પછી તો નિડર અને નિઃશંકપણે પોતાના તાબાના આદમિયોને સાથે લઇ અહિં પોતે રહે છે. એને એક સ્વામીસહ જીવન ગાળવું ગમતું નથી માટે અહિં અચાનક જે મળી આવે છે તેને પોતાને આધિન કરે છે ને જ્યારે એનાપર અરૂચિ ઉત્પન્ન થાય ત્યારે તેનો નાશ કરી ખાઇમાં ધકેલી મુકે છે—

પાછો કોઇ નવાને શોધે છે; જોયો મળે તો તેને પણ સંગ્રહે છે ને લુંડીયોનું કામ કરાવે છે-અથવા નવા ધણીની સુશ્રુષામાં મદદ કરવા કામે વળગાડે છે."

કહેતાં કહેતાં શ્યામાની આંખમાંથી આંસુ સર્યાં, કુમાર મણિ પ્રત્યે ક્રોધે ભરાયો; સરલા ઉભયને ધૈર્ય દેવા લાગી અને બોલી "હવે આપને મેનકા—મેનાનો કેમ ભેટો થયો એ તો કહો."

ભાનુકુમારે સંક્ષિપ્તમાં કહ્યું, પણ સ્પષ્ટ કહ્યું. પછી પાછી સરલા ફરીથી બોલી—"હવે આપનો પોતાનો વૃતાન્ત નહિ જણાવો કે?"

આ વખતે શ્યામા જાગૃતિમાં આવી અને બોલી ઉઠી—હ્યોને હુંજ કહું, એ કોઇ નિર્દોષ બાપડી ભલી ને ભોળી બાળાની આંતરડી કકળતી મુકીને નગર છોડી આમ નીકળી પડયા છે પણ કુમાર! જો જો હો, એ કમળ જેવી કમળા તો તમનેજ વરી છે. ઘણીવાર એ ગીત ગાય છે કે—

"એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો,"

"નહિ સ્વામી—બીજો, રીઝોકે ખીજો—પણ નહિ—"

કુમાર અતિ આશ્ચર્ય પામ્યો ને થોડીવાર કશુંજ બોલી શકયો નહિ. પછી આ ખબર શ્યામાને શી રીતે પડી અથવા કમળા પોતાને હૃદયથી ચ્હાય છેજ એવું એણે કેમ જાણ્યું વગેરે પુછવા પોતે લલચાયો—પુછયું પણ ખરૂંજ; વગર સંકોચે શ્યામાએ કમળા સંબંધી હકીકત નિવેદન કરવા માંડી અર્થાત્ ભુંડા લોકની ભંભેરણીથી ભોળવાયલા કમળાના પિતાએ ભાનુકુમારને જુગારી-દારૂડીઓ વગેરે સમજીને એની સાથે કમળાની કરેલી સગાઇ ફોગ કરીને કમળાનો વિવાહ બીજાને ત્યાં કરવાનો નકકી કરેલો તથાપિ વૃથા આરોપને અંગે ભાનુકુમારને સંસાર ઉપરથી થયેલા અભાવને લીધે એણે નગર ત્યાગ કરેલું તે ખબર પડતાં કમળા પણ એકજ હઠ પકડી રહેલી કે મારો સ્વામી તો એ થઇ ચુકેલોજ છે, એ ગમે ત્યાં હશે, ત્યાં હું જઇશ, એમને મળીશ ને એમને વરીશ. વરવાનું ના કહેશે ને એમને કૌમારવ્રત લેવાની અપેક્ષા હશે તો હું પણ તેજ વ્રત

સ્વીકારીશ અને ઉભય હૃદયરસની એકતાથી, જે માટે જન્મ છે, તે જન્મનો તેમાં ભોગ આપી જન્મ કૃતાર્થ કરીશું પણ બીજા સાથે ( એકને હૃદય દીધા પછી ) સંબંધ જોડવા નહિજ દઉં. કમળાએ આવો નિશ્ચય કરેલો તે કહી સંભળાવવા ઉપરાંત પોતાના નાના ભાઇ સાથે એણે એક પોતાની પરમપ્રિય સખી સહિત કુમારની શોધમાં પ્રયાણ કર્યું છે તે પણ જણાવ્યું ત્યાર પછી ટાણું માર્યું કે—જેને આપનીજ લગની લાગી છે, પોતાનું સર્વસ્વ સુખ જે આપનામાંજ જુવે છે ને શાન્તિ આનંદનું સ્થાન જે આપનેજ સ્વીકારે છે તેવા તમે તો મેનકા કે મેનકાને બદલે મણિના મોહમાં લુબ્ધ બનેલા દીસો છો. પુરૂષોના હૃદયની કેટલી કઠોરતા ? સ્ત્રીનાં કોમળ હૃદય આવું ન સહન કરી શકે ! ખચિત, જો આપની આવી વર્તણુક બીચારી કોમળ કમળા જાણે તો તેનું હૃદય તેજ વખતે ભેદાઇ જાય—હૃદયમાં મોટો ચીરો પડે અથવા ચેતનનષ્ટ બની જાય એના હૃદયના વાત બધી શીરીતે વર્ણવાય—જો હૃદય ખોલીને બતાવાતું હોત, ઇશ્વરે એવી ચાવી એને બક્ષી હત તો તે બાપડી તેમ કરીને પોતાના હૃદયના જખમો આપને બતાવત.

" બસ કર બાળા ! હું વધારે નહિ સાંભળી શકું—સાંભળીને સહી નહિ શકું—હું એનો અપરાધી છું, ખરેખર આ હૃદયને એ ખેંચે છેજ. સ્નેહમાં સામર્થ્યજ એવું છે કે તે એક બીજાને આકર્ષ્યા શિવાય રહેતું નથી તથાપિ જો તે વિશુદ્ધ સ્નેહ હોય તોજ હું એનો અપરાધી છું પણ મને નવાઇ લાગે છે કે તમે બન્ને આવી પરભારી કથા કેમ જાણી શકો છો ? ને જાણો છો તો આટલું વધારે ન કરી શકો ? મને એને મેળાવી આપો નહિ. ?

" એ પણ સમય આવ્યે મળશે. હાલ જોવાને બહુ ઇન્તેજાર હો તો લ્યો આ તસ્વીર મારી પાસે છે. "

શ્યામાએ, કમળાની છબી કુમારના હાથમાં મુકી. એ છબી અને શ્યામાનું વદન સમાન—મળતું—જોતાં કુમારની દ્રષ્ટિ નિર્નિમેષ તેના પર ઢળી અને બોલ્યો " તુંજ તે........"

"હા, હુંજ કમળા ને આ મારી વાલી બકુલા બાઇનો પત્તો નથી. કહો હવે શું ધાર્યું છે.?"

"એજ કે તમને ત્રણેને સવેળા સ્વધામ મોકલી દેવાં; શેતાનો !!"

બાજુપર રહીને ગુપ્ત રીતે સઘળું શ્રવણ કરતી મણિ હવે પ્રકટ થઇ ને ઉપરનું વાકય બોલી.

---

# પ્રકરણ ૧૨ મું.

## "બાતમી."

---

કુમળાના કનિષ્ટ બંધુ કુસુમનું શું થયું, કમળા તથા બકુલા, પેલા દુષ્ટોના પંજામાંથી છુટી-કુબ્જાને ઠાર કરી અહિં શી રીતે આવી પહોંચ્યાં! ભાનુકુમારની હવે શી ગતિ થઇ! ચતુરસિંહ કયાં અને કેવી સ્થિતિમાં હશે! મેનકા અને મેનાનું શું થયુ! કમળાના ગૃહત્યાગ પછી ઘરવાળાંએ શી ધમાલ મચાવી હશે! કુમારની શોધમાં નીકળેલો જયમલ્લ, ચતુરભાઇદ્વારા થોડી બાતમી મેળવીને હવે શું કરે છે! અથવા તે કયાં છે! વગેરે આ સઘળી હકીકત જાણવા વાંચક અતિ ઉત્કંઠિત હશેજ અને તેથી હવે થોડી વારને માટે ભાનુકુમાર, કમળા, બકુલા અને મણિને એમની એ સ્થિતિમાં મુકી બીજી બાજુ પકડીએ.

ચતુરભાઇદ્વારા બાતમી મેળવીને, જયમલ્લ સાધુવેશે, પોતાની આગળ પાછળ બહોળી સંખ્યામાં છુપા જાસુસ રાખી કુમારની શોધમાં નીકળ્યો અને જયાં ચતુરભાઇને કેદ કરવામાં આવ્યા હતા તે સ્થાને તે આવી પહોચ્યો. આ વખતે અત્ર કોઇજ ઠગ લોકો હતા નહિં. (જે આગલા પ્રકરણથી વાંચકને વિદિત છે) અત્યારસુધી લીધેલો શ્રમ વૃથા થએલો જોઇ જયમલ્લ જરા નિરાશ થયો અને શોકાતુર ચ્હેરે એક કુવાના આળાપર નીચું મોઢું રાખી વિચારશુન્ય બેઠો; એટલામાં દુરથી

એક આદમી હાંકતો હાંકતો તેના તરફ આવ્યો; પણ તેનું ભાન જયમલ્લને નહતું; પછી જ્યારે તેને બોલાવ્યો ત્યારે જયમલ્લે ઉંચું જોયું તો જણાયું કે એ પોતાની પાસેથીજ નીકળેલો બહાદુરસિંહ નામનો મુખ્ય સરદાર હતો. તેણે સત્વર સમાચાર નિવેદન કર્યા--તે નીચે પ્રમાણે— "આપ તો કુમારની શોધમાં આ તરફ આવ્યા છો તથાપિ તેની બાતમી તો મને મળી છે; બાકી અહિં તો કોઇ બીજીજ સ્ત્રીઓને કેદ કરવામાં આવી હતી." બાતમી શીરીતે મળી તેનો ખુલાસો કરતા બહાદુરસિંહે કહ્યું.

"છુપાવેશે ફરતાં ગયાજીના સીમાડામાંથી કેટલીક લાશો લઇને જતા સિપાઈઓનો મને ભેટો થયો મેં વિચાર્યું કે કારણ વગર કાંઇ આમ લોકો આટલા બધા મરી જાય નહિ. કારણ જાણવાની ખાતર હું એ સિપાઇ લોકોના ટોળામાં ભળી ગયો ને તેમનામાં પરસ્પર ચાલતા વાર્તાલાપમાંથી મેં સાર સઘળો ગ્રહણ કર્યો તે એ કેઃ—

"ગમે તેમ હોય પણ એ ઉદયરાજનો ફટાયો કુમાર (ભાનુ) કહેવાય; એનું જોમ! ગજબ છે! એક હથિયારે—એ હાથે એણે કેટલાકનો ઘાણ કાઢી નાખ્યો.

"પણ મણિનું મોત ન આવ્યું તો."

આ શિવાય બીજી કેટલીક વાત પણ સાંભળેલી તે નિવેદિત કરી એટલે બન્ને જણા હવે મણિના મકાન તરફ ગમન કરતા ગયાજી ભણી ગયા અને વાંસે છુપા જાસુસ પણ ખરાજ.

મણિ મહા ખુની હતી, એની આંખમાં અને હૃદયમાં મહા ખુનજ ભરેલું હતું ને એ ધારત તો ભાનુનું ખુન કરી શકત (અથવા એમ કરતાં ભાનુના હાથે તેનું ઘાત) તથાપિ મણિ, ભાનુના રૂપથી મોહી ગએલી હતી તેમ એની સાથે રહી ભોગ ભોગવવાની એની વાંછના હતી તેથી તેણે હથિયાર ઉપાડેલું નહિં.

પછી જ્યારે કમળા તથા બકુલાનો બચાવ કરી ભાનુ મણિનો વધ કરવા જતો હતો તે વખતે બન્ને સ્નેહરાણીઓએ

તેમ કરતાં અટકાવ્યો, કહેલું કે સ્ત્રીહત્યામાં મહા પાપ છે. પરંતુ આ વચન પાળતાં ભાનુને ધર્મ કરતાં ધાડ ખમવા વારો આવ્યો—અર્થાત્ અતિ લાલચ આપવા છતાં પણ જયારે મણિસાથે સંબંધ કરવાનો સાફ ભાનુએ ઇન્કાર કર્યો ત્યારે પછી તે મણિ ગુસ્સે ભરાઇ અને વાતમાં ભુલ થાપ ખવડાવી, ભાનુની તરવાર પોતાના હાથમાં ખેંચી લઇ તેને જાનથી જુદો કરવા તૈયાર થઇ. તે વખતે સાધનહીન કમળા—બકુલાની શી સ્થિતિ થઇ હશે. તે વાંચનારને સહેજ ખ્યાલ આવશે. બીજું શું કરી શકે. બન્નેએ તરવારની આડે આવી ભાનુનો પ્રાણ પહેલા ઘામાંથી તો બચાવ્યો, અને બીજીવાર જેવો પ્રહાર કરવા જાય છે તેવોજ ભાનુ તેના તરફ ધસ્યો—ધસવા જતો હતો તેટલામાં તૈયાર સાથીઓનાં ટોળે ટોળાં અંદર ભરાઇ ગયાં અને મણિના હાથ હેઠા પડયા.

---

# પ્રકરણ ૧૩ મું.

## "સમાગમ"

આ વખતે મણિના મકાનમાં ધસેલું ધાડું, ભાનુકુમારના બંધુ જયમલ્લનું હતું કે કોઇ બીજાનું હતું! જો કે જયમલ્લ તો તે વખતે કેટલાક કોસ દુર હતો અને તેની શોધપુર્વે બીજા લોકોએ આગળ આવીને બરાબર સમય સાધી લીધો અને ભાનુકુમાર ઉપરાંત કમળા તથા બકુલાનો જાન બચાવ્યો. આગેવાન પરિચીત જેવો જણાવાથી શરમાઇને ગભરાયલો ભાનુકુમાર અણધારી રીતે પડેલી ધાડમાંથી બચાવની ખાતર તક જાળવી બહાર નીકળી ગયો. તેણે મકાનમાં કમળા તથા બકુલાને જોએલી નહિ એટલે એ પણ બહાર (ભય પામીને) નીકળી ગઇ હશે એવી એની ધારણા હતી તથાપિ તે ધારણા બર આવેલી એ

એઇ શક્યો નહિ. કદાચ આગળ નિકળી ગયાં હશે એમ ધારી પાછો વનનો વટેમાર્ગુ વનમાં વિચર્યો.

મણિનો મહેલ લુંટાયો, ધનાદિ કીમતી વસ્તુ આ ધાડપાડુ માણુસોએ પોતાને સર કરી અને અતિ કરગરવાથી મણિને જીવતી છોડી મુકી. આ વખતે ખાસ કહેવાની આવશ્યકતા છે કે, કમળા તથા બકુલા બન્ને આ માણુસોના કબજામાંજ હતાં અને તેમને તથા મણિની ધનદોલત લઇ સઘળું ટોળું પોતાના પુર તરફ પાછું ફર્યું.

અતિ કાળાં કર્મ કરી કરીને છેક છેવટે કંટાળી ગએલી—કહો કે હારી ગયેલ મણિ પશ્ચાતાપ કરતી જ્યાં જવાયું ત્યાં જવા લાગી અને તે એકલીજ; એવાનું સાથી પણ કોણ થાય ?

હર્ષ શોકના રંગીન પાટાના ખ્યાલ કરતો અને સંસારની વિચિત્રતાને કહિ કહિ હસતો આપણો ભાનુકુમાર વનવગડામાં પાછો આંટા માર્યા કરતો હતો; પણ એને કમળા—બકુલાનો ભેટો શાનો થાય ! અગર જો કે એકને બદલે બીજાનો ભેટો તો થયોજ. સાધુવેશ ધારી બે બાવાઓ એને માર્ગમાં મળ્યા અને એક તો એને વળગીજ પડયો.

" કોણ ? "

" તારો ભાઇ જયમલ્લ, અને આ આપણો જુનો મિત્ર. " થોડીક પળો સુધી ભાનુએ નીચેથી ઉંચુ જોયું નહિ અને હૃદયની શેવાળને નમનદ્વારા નિતરવા દીધી. ભાઇએ આશ્વાસન આપ્યું, કમળા બકુલાની બાતમી મેળવી આપવાનો કોલ આપ્યો, ભાનુએ વિતક વાતો વિદિત કીધી. વગર વિચારે કમળા જેવી કમજાના અનાદરથી થતો પશ્ચાતાપ પ્રકટ કરી પ્રાયશ્ચિત વોરી લીધું, જરાક ઝંખવાણો પડયો. ઘડીક ગળગળો પણ થયો જે સાત્વિક સ્વભાવે ભાઇ જયમલ્લે સઘળું સાંભળ્યા કીધું અને ત્રણે જણ પોતાના માણસોએ નાખેલા પડાવ તરફ વળ્યા; જતાં જતાં રસ્તામાં પાછો વાર્તાલાપ ચાલેલો અર્થાત્ મેનકાએના સંબંધી કેટલીક હકીકત જયમલ્લે ભાઇને કહી સંભળાવી. આ સાંભળી ભાનુકુમાર તાજ્જુબ થયો. " તાજ્જુબ થવાનું

શું કારણ ! ચતુરભાઈદ્વારા અમને તો બાતમી મળેલી" કહીને ભાનુની શંકાનું સમાધાન કીધું; નદી ત્રટેથી વિખુટાં પડયા પછી કુષ્ટો આવી ત્રણેને ઉપાડી ગયેલા ને કારાગૃહમાં નાંખેલા ત્યાંથી યુકિત કરીને ચતુરભાઇ મુકત થયેલા તે હકીકત જયમલ્લદ્વારા વિદિત થતાં ભાનુના હૃદયમાં કેક જાગૃતિ અને પ્રપુલ્લતા પથરાઇ પરંતુ મેનકા-મેનાનું શું થયુ તે જયમલ્લની જાણુ બહારની વાત હોવાથી ભાઇને પોતે કશું કહી શકયો નહિ. ભાનુ પાછો પ્રથમની સ્થિતિને પામ્યો. અવાચક જેવો બની ગયો "મારી મેનકા એ મેના ! એ કમળા" આમ ઝંખના થવા લાગી.

ભાઇએ કસમ ખાઇને કહ્યું કે તમે ઘેર ચાલો ને બન્નેનો પત્તો ચાય તેમ કરીને મેળવીશું ભાઇના અત્યાગ્રહે અને હૃદયપરથી શ્રદ્ધાએ ખેંચાઇ મને કે કમને ભાનુ તેમની સાથે તણાતો ચાલ્યો-અગર જો કે એનો જીવ તો બાકી રહેલાં—છુટાં પડેલાં મેનકા-મેના, કમળા આદિમાંજ રહ્યો હતો.

---

# પ્રકરણ ૧૪ મું.

## "તૈયારીઓ"

---

ગયાજીથી થોડેક દુર આવેલા હાજીપુર શહેરનું હજુ અસ્તિત્વ છે, પૂર્વે તો આ પરગણું એક નાનકડા નંદનવન સમોવડ લાગતું ! તથાપિ આજતો જીર્ણાવસ્થા ભોગવતું ખુણામાં પડી રહ્યું છે; છતાં પુર્વની જાહોજલાલીનો પડછાયો હજુ પલટાયો નહોતો. નગરની ચારે બાજુ એક મજબુત કીલ્લો, નગરનું સારી રીતે રક્ષણ કરી શકતો અને એ કિલ્લાનો કહો કે નગરનો પૂરપાલ કરણસિંહ નામનો ઠાકોર હતો; પ્રથમ તો જો કે આ કરણસિંહ એક જમીનદાર હતો તથાપિ વાણીયાવિદ્યાથી

અને કંઇ કાળાં ધોળાં કરીને આગળ જતાં નગરનો ઠાકોર થવા પામેલો. આ કરણસિંહના પુત્ર મોહનસિંહની સાથે કમળાની સગાઇ તેના પિતાએ નક્કી કરેલી હતી અને તે સગાઇને હૃદયથી નહિ ચહાનારી કમળા પ્રાણસખી બકુલાને લઇ પોતાના કનિષ્ટ બંધુ કુસુમની ઓથે અઘોર વગડામાં ભાનુકુમારનું સ્મરણ કરતી અથડાતી હતી. તે અનાયાસે દુષ્ટ મણિના પંઝામાં ફસાઇ પડેલી અને એ પંઝામાંથી જો કે અત્યારે એનો છુટકારો થયો છે છતાં એકરીતે હજુ બંધનમાંજ છે એમ કહીએ તો ચાલે—કેમકે મણિના મહાલયમાં ધસેલું ધાડું કરણસિંહના પુત્ર મોહનસિંહ તરફનુંજ હતું. અત્યારે કમળા તથા બકુલા બન્ને કરણસિંહના માણસોના કબજામાં છે.

બ્હોળી વિચારશક્તિવાળા જયમલ્લે પણ એજ અનુમાન કરેલું અર્થાત્ મણિના મહાલયમાં ધાડ પાડનાર તે કરણસિંહ શિવાય બીજા કોઇનાં માણસો હોઇ શકે નહિ એવી એની માન્યતા ભાનુકુમારને ગળે પણ ઉતરેલીજ.

કરણસિંહનાંજ માણસો છે એમ જ્યારે કુમારને નિઃશંક ભાસ્યું તો હવે તે મણિનું મકાન છોડી કાંઇ ઘણે દુર નીકળી ગયેલાં હોવાં જોઇએ નહિં, એવો પણ સાથે સાથે ખ્યાલ થયો અને તે ખ્યાલને માન આપી છાની તપાસાર્થે ત્રણે જણા હાજીપુરને માર્ગે કતરાતી રીત્યે વળ્યા.

કેટલેક ગયા પછી એજ લોકોની છાવણી—નદી કાંઠે પડેલી જોવામાં આવી અને તેની સાથે ત્રણેનામાં નવું બળ ઉમેરાયું તથાપિ ત્રણસો માણસોને ત્રણ જણ શું કરી શકે? નદીમાં પાણી પુષ્કળ હતું—પુર સુસવાટાબંધ કહિ કહિ ચઢતું હતું ને તેથી તે લોકો આજ અહિંજ પડાવ નાખી વાસો રહે? એવું કુમાર વગેરેએ અનુમાન બાંધ્યું; અને જો અનુમાન સિદ્ધ થાય તો તેઓનો પરાજય કરી કમળા વગેરેને મેળવવામાં કસીજ મુશીબત પડે તેમ ન હતું, કેમકે જયમલ્લે પોતાનાં માણસોને છુપાં છુપાં સ્થળે રાખેલાં હતાં અને તેઓને ભેગાં કરતાં પૂરાં

નહિ તો અધુરા પણ એક રાત્રમાં એકઠાં થઇ શકે એવી એઓની ધારણા બંધાઇ; માત્ર ધારણાજ બાંધીને ત્રણ જણ બેશી રહ્યા નહિ પણ ત્વરીતજ જયમલ્લે પોતાની પાસેના રણ-મલ્લને અશ્વની લગામ છુટી મુકવાની આજ્ઞા કરી. આજ્ઞાને શિર ચઢાવી આ નિમકહલાલ મિત્ર, નાબડતોબ માણસો એકઠાં કરવામાં ગુંથાયો. ભાનુ અને જયમલ્લ છુપીરીતે શત્રુના માણ-સોની ચર્ચા જોવામાં ગુંથાયલા રહ્યા.



# પ્રકરણ ૧૫ મું.

## " વહાલી સાટે લાલી."

ભાનુકુમાર તથા જયમલ્લ છાપો મારનાર હતા તે લશ્કર પુનપુના નદીના કિનારે "ભુખ્યું—મુવાલી જેવું પડયું હતું; ત્રણસો માણસોનો ખળભળાટ કાંઇ ઓછો હોય નહિ. તેમાં વળી તે લોકોને ત્રણ દિવસના લાંઘા હતા એટલે ખાત્રાપીત્રાની જોગ-વાઇઓ ઉતારવા ગડમથલ કરતા હતા, તથાપિ નદી કિનારે વસે-લા નાના ગામડામાં કોઈ એવા મોદીની દુકાન ન હતી કે જે ત્રણસો માણસનું સીધું પુરૂં પાડી શકે. તો પણ આ લોકોએ જબરી ધમાલ મચાવી મુકેલી. કેટલાક, કેટલાકના ઘરમાં ઘુશી જતા ને માગ્યા દામ લઈ સીધું આપવાનું પ્રથમ કહેતા, તેમ ન કરવામાં આવે તો જોર બળે ખાવાનું પડાવતા અને બિચારા ગામડાના લોકને વગર લેવે દેવે પજવતા. આ ખબર ગામના મુખીને થઇ; અને તેણે આ લોકના સરદારને ચોરે બોલાવ્યો. બધી વાતથી મુખી વાકેફ થયો અને એક રીતે એઓના મન-નું સમાધાન કરવામાં આવ્યું. તે એ કે પુનપુના (ગામ)ની પાસે બે માઇલ પર એક મોટું ગામ હતું ત્યાંથી અનાજ ભથુ વગેરે પ્રમાણમાં મેળવી શકાશે એવી બાતમી મુખીએ બતાવી.

ભુખ્યા ડાંસ જેવા લગભગ બસો માણુસો બતાવેલા ગામ તરફ સીધું લેવા ઉપડયા અને બે સ્ત્રીયોને સાચવવા સો એક માણુસને છાવણી આગળ રાખ્યાં.

આ અરસામાં જયમલ્લનું સાઠેક માણુસ આવી પહોચ્યું અને તક સારી જાણીને એકદમ બધા મરણીયા હોઇ સો માણુસ પર તુટી પડયા. આ દમ વગરના લુખા અને ભુખ્યા લોકોનું વીરસેનાગણ સમીપ કશું ફાવ્યું નહિ અને બે સ્ત્રીયોને લઇ ભાનુકુમાર વગેરે વિદાય થવા લાગ્યા. શત્રુનાં માણુસોનું શું થયું તે કહેવા કરતાં મને ભાનુસંબંધી કથા ઉકેલવાનું વધારે ગમે છે. માટે હમણાં તેજ પ્રકરણ ચલાવીએ. પરંતુ અફસોસ સાથે જણાવવું પડે છે કે જયમલ્લના અશ્વપરની સ્ત્રી તે બકુલા હતી તથાપિ ભાનુના અશ્વપર આરૂઢ થએલી કમળા નહિ પણ મેના નીકળી.!?

---

## પ્રકરણ ૧૬ મું.

### "જુનો નોકર"

---

**વાં**ચકની દ્રષ્ટિ હવે પાછી પુનઃ એક બીજી વનવગડા તરફ એંચીશું, કેમકે ત્યાં વૃક્ષનાં પર્ણની ઝુંપડી આગળ તપતી ધુણી પાસે, અંગે વિભુતી લગાવીને. નિરાશાથી શોકગ્રસ્ત ચ્હેરે એક ભગવાં કપડાં પહેરીને યોગિની બેઠી છે; એની ભર યુવાની, ભર યુવાનીમાં ખીલેલ જોબન અને એ જોબનથી તરી આવતી ખુબસુરતી જોતાં, જોનાર, યોગિની શબ્દથી સંબોધતાં પણ એકદમ આંચકો ખાધા શિવાય રહે નહિં.

નિર્મળ નભમંડળ વાદળાનાં ગાબડાંથી ઘેરાઇ ગયું હતું, વરસાદ સારીરીતે વરસી રહ્યો હતો, કદિ કદિ વરસાદ સાથે વા વંટોળિયા ભારે મસ્તી મચાવી રહેતા. જોગણની પર્ણકુટી આવા સંજોગોમાં ઘસડાઇ જવાની તૈયારીમાં હતી. રાત છે કે

ક્હાડો તે પણ માલમ પડતું નહિ. બગી ઝળી બાપડી જોગણ કંડીની મારી ધુણી લગાવી અંદર બેઠી બેઠી નિશ્વાસ નાખી રહી હતી, વારંવાર ઉંચુ જોતી, પળે પળે બેહોશ બનતી, વળી વળી 'અં હં હં હં' એમ દુઃખના પોકારો કરતી અને ક્ષણે ક્ષણે પ્રભુને પણ કંઇક પ્રાર્થના કરતી, છતાં કોઈ પણ રીતે તેનો શોક કમી થતો નહિ.

આવી વખતે એક વટેમાર્ગુ બિચારો વરસાદનો પાણીથી ન્હવાઇ ગએલો ને ટાઢે થરથરતો કંઇક વિસામાનું સ્થાન શોધતો હતો તેને જોગણે જોયો અને કરૂણભાવે પોતાની પાસે બોલાવતાં બોલી:—

"આવ ભાઇ! નાહક ટાઢ—પાણીમાં કાં બ્હાર ઘુમ્યાં કરે છે? આ ઝુંપડી બધાંને માટેજ છે."

"દેવ તમારૂં કલ્યાણ કરો" કહીને ખુશી થતો તેમજ જોગણને પોતાની ઠરેલી આંતરડીથી દુવા દેતો વટેમાર્ગુ ઝુંપડીમાં પ્રવેશ્યો. જોગણે એને સારી પેઠે તપાવ્યો, ભિંજાયલાં કપડાં ઉતરાવી પોતાની પાસે એક ભગવી કફની હતી તે એને પહેરવા આપી. વગર સંકોચે વટેમાર્ગુએ પહેરી પરંતુ વટેમાર્ગુનું દિલ ઉઘાડું થતાં જોગણે એના શરીરમાં બે ત્રણ જખમ થયેલા જોયા; જાણે વટેમાર્ગુને પોતે ઓળખતી હોય તેવા ભાવે તેણે વટેમાર્ગુને પ્રશ્ન કર્યો—અને ઉભયે તાપણીએ તાપતાં તાપતાં વાત ચલાવી—કાં, કોઇ લુટારૂનો ભેટો થયેલો? આ ઘા કયાંથી વાગ્યા?

"એક બહાદુર નરવીરના હાથથી આ જખમ થયેલા છે."

"તે કોણ?"

"ભાનુ કુમાર"

કુમારનું નામ નિવેદન થતાં જોગણ ઘડીભર અચેતન જેવી બની ગઇ—પછી સાવધાન થઇ, પાછું પુછ્યું:—"એ કુમાર સાથે લડવાની તમારે શી જરૂર હતી?

"માત્ર માલિકની ફરજ પુરતી."

"તમે તો મણિના નોકર જેવા દેખાઓ છો?"

"જી, તમે એ ઝેરી (મણિ)ને ઓળખો છો?"

જોગણુ કશું બોલી નહિ ને થોડીવાર તેના સામું જોઈ રહી; વટેમાર્ગુ આશ્ચર્યસહિત પુનઃ બોલી ઉઠયો–"રે! આપને તો મેં ઓળખ્યાં." તમે તો બા! મણિનાં બેન! ઓ દેવ! આ હું શું જોઉં છું!"

"સત્ય જુવે છે, સુરસિંહ! તું મારા પિતાના વખતનો ઘણો જુનો ને એક નિમકહલાલ નોકર છે; એ દુષ્ટાનાં કુડાં કાવતરાંથી તું અજાણ્યો નથી. મને રંજાડવામાં એણે કશી બાકી મુકી નથી. અરે જાનથી ઠાર કરવા સુધીનાં (વગર ગુને) પગલાં ભરવામાં એ ચુકી નહતી, સતારો પાધરો અને પ્રભુએ ભલા ભાનુનું કલ્યાણ કરે—કે મને અને મેનાને એણે મરતી બચાવી. અરેરે! એ દયાહીનનું ભાનુએ શું બગાડેલું કે એને મારવા માટે તમને આજ્ઞા ફરમાવેલી! કુમાર અત્યારે કયાં છે? કેવી સ્થિતિમાં છે જાણતા હો તે બધું મને અથથી તે ઇતિ સુધી કહો, તમારો ઉપકાર થશે!

લોકવાયકાથી મળેલી વાતને અનુસરી સુરસિંહે ક્રમવાર ભાનુ સંબંધી વાત કહેવા માંડી, તેમાં મેનકા મેનાની શોધમાં ફરતાં, મણિની પ્રપંચ જાળમાં ફસાઇ પડવાની વાત એક, પછી ભાનુકુમારના નગરત્યાગની વાત બીજી, નગરત્યાગના કારણની વાત ત્રીજી, એક પતિવ્રત પાળનાર અને પતિ પાછળ ગૃહત્યાગ કરી વનમાં ફરનારી કમળાનો, માણુના મહાલયમાં અનાયાસે થયેલા મેળાપની વાત ચોથી, મેળાપને અંતે મણિના હાથે પ્રાપ્ત થયેલ નિમિત્તની વાત પાંચમી અને અંતે કેઇ અજાણ્યા ધાડપાડુથી મણિના પરાજયની, ભાનુ કુમારના ભાગી છુટવાની ને નિર્દોષ બાળાઓને ઉપાડી (માણસોના) લઇ જવાની વાત છઠ્ઠી—કહી સંભળાવી.

આ સઘળા સમાચારથી મેનકા કોઇ નવીજ બની ગઇ. અર્થાત્ એના મુળ વિચારમાં ફેરફાર કરાવનાર ભાનુનો કમળા પ્રત્યેનો પ્રેમ હતો.

મુળે હલકા કુળની મેનકામાંથી ભાનુકુમાર પ્રત્યેની શ્રદ્ધાએ અવિશ્વાસનું સ્વરૂપ પકડયું. જો કે હજુ એતો બાપડો

ક્યાંયે ઠેકાણે પડેલો નથી! તોપણ મેનકાના મનમાં તો એવુંજ ભુત ભરાઈ ગયું કે જો કમળા સુખરૂપ ભાનુને મળી જાય તો ભાનુકુમાર પોતાનો ભાવ પુછે નહિ; અને આ વૃથા વ્હેમને આધિન બનેલી મેનકાએ મનમાં એવો નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને કમળાનુ કાસળ કાઢવું. તથાપિ તે પહેલાં પોતાની વિષથી ભરેલી મણિબેનના કાંટાને કાપી નાખવાનું એને વધારે ઉચિત લાગેલું ને તેથી મણિ જે મકાનમાં રહેવા ગઇ હતી, તે મકાન તરફ સુરસિંહની મદદ લઇને મેનકાએ ગતિ કીધી. જોઈ આ જોગણ! સુરસિંહ પણ એમજ ધારતો હતો કે ઘણા દહાડાથી રંજાડનાર મણિનો ઘાટ ઘડવાનો દાવ ઠીક આવ્યો છે અને આ વિચારે પોતાનાથી બનતી મદદ કરવાનું યોગિની (મેનકા) ને એણે પણ વચન આપ્યું અને બન્નેએ ઝુંપડીનો ત્યાગ કર્યો.

# પ્રકરણ ૧૭ મું.

## "કતલ"

દયા કોના દિલમાં હોય? હોય તો બધાનામાં; તથાપિ તેવો ઉપયોગ કરનાર બધા હોતા નથી, બધાજ હોય તો દુનિયાં દુનિયા કહેવાય જ નહિ. દુનિયા નામ ફીટીને સ્વર્ગજ બોલાય.

ચંદ્ર છુપાઇ જાય તે સારૂં 'તારા ડોકિયાં ન કરે તો સારૂં' પવન અવાજ ન કરે તો સારૂં અને કંઇથી પણ કશોયે ગણ-ગણારો ન થાય તો સારૂં. આવા વિચારો કરતી, કાળી અંધારી રાતે કાળું કામ કરવાની ખાતર મોહની ભરેલી મેનકા, મણિનો વધ કરવા એના આંગણા નજીક આવી પહોંચી; આ વખતે એનું હૃદય ખુબ ધડકતું હતું ને તેને તે ઘડીવારે દબાવતી હતી. એક માનાં અમે સંતાનો, એકમેકની ઓથે તો ર્‍હેવાયું નહિ પણ એક બીજાનો નાશ કરવાનેજ અમારો અવતાર નિર્માયલો! જરાક

છેલ્લો આટલો વિચાર મોહિનીને આવ્યો તો ખરો તથાપિ ઝાંઝાં ઝાંખરાં આગળ એ આટલા નાનકડા વિચાર તરફ ખેંચાઇ શકી નહિં, અથવા એ તરફ એણે બહુ લક્ષજ ન આપ્યું; કેમકે પોતાના પર ગુજારવામાં આવેલા જુલ્મનું સ્મરણ કાળ મુખી પણ નિદ્રાધીન મણિને જોતાં તાજું થયું. "વગર ગુન્હે મને ફાંસી દેવરાવનાર, વગર હકે પિતાની સઘળી પુંજીનો ભોગવટો કરનાર, વગર કારણે અનેકના પ્રાણ હુભવનાર અને વગર કારણે આમને આમજ મારા પિતાનો જાન પણ લેવરાવનાર એક આ ચંડાલણી, એ બ્હેન શાની? બસ, આ પ્રમાણે વિચારનાં વહન હતાં—પણ મુખીએ પોતાની જાતનો કે પોતાની વાત વિચારનો ખ્યાલ ન કર્યો—કે હું પણ આવું કરવા આવી છું તે એની બેન શી રીતે હોઇ શકું? ડાહી હતી તો ભુંડી મણિને સજા કરવાનો હક્ક ઇશ્વરનેજ કાં ન સોંપ્યો? પણ એવાને ઇશ્વર સાંભરનો હશે? સાંભરતો હોય તો નિદ્રાધિન થયેલી મણિના ઉદરમાં જરર દઇને મેનકા ખંજર ખોશી ઘાલે? મણિ! ઓ.........કરતી રહી, ને આ બન્ને વિદાય થઇ ગયાં. મણિ પણ સ્વધામ વિદાયજ થયેલી.

---

## પ્રકરણ ૧૮ મું.

### "રંગ જમાવ્યો."

હાજીપુરમાં આજ ખુબ ધામધુમ મળી રહી છે જયાં ત્યાં વાજાં વાગી રહ્યાં છે, નગરજન ખુશનુમા મિજાજમાં આવી રહ્યા છે, બજારો શણગારાઇ ગયાં છે; રાજ્યના અમલદારો આમ તેમ દોડાદોડ કરી રહ્યા છે; આ આવી ધમાલમાં વરવો વેશધારી આપણો બહાદુર ચતુરભાઇ, બગલમાં ઝોળી લટકાવી અને હાથમાં ભાંગ ઘુંટવાનો દંડ પકડી આસ્તે ડોલતો ડોલતો ભરબજાર વચ્ચે થઇને પસાર થતો હતો. બધાથી નોખી

ચાલ, નોખી બોલવાની છટાને નોખો પેહરવેશ જોઇ લોકો એની મશ્કરી કરી મઝા માણતા; ભલો આદમી! કોઇ નવરો બજારનો વાણિયો ચતુરભાઈકને 'ભાઇબંધીની રાહે (ન્હાય તો મજાહની ખાતર) વર્તવા લલચાયો અને પુછ્યું. "ક્યું ભૈયા! આપ કિસે ઢુંઢ રહે હય!"

"આપકું" કહીને ચતુરભાઇએ દુકાન પર ડંગોરો મુકી ત્યાં અડીંગા લગાવ્યા અને પલાંઠી વાળી, પગ પર પગ ચડાવી, ટટાર થઇ, પેટની ફુંદ પંપાળતા, ગણપતિ જેવા લાગતા ભાઇએ મહા મુલ્યવાન શબ્દ ઉકેલ્યો કેઃ—તમારૂં શહેર તો દમ વગરનું મુવાલી જેવું જણાય છે. અરે! અમારા દેશમાં તો ભાંગવાળાની હજારોની સંખ્યામાં દુકાનો છે ને અહિં તો આ-ટલે આવ્યો તો પણ હજારે એકાદ દુકાનનાં પણ દર્શન મહા દુર્લભ થઇ પડયાં છે." ભાઇની આંખ તથા હાથની એકટીંગ થતી હતી અને વાત ચાલી રહી હતી તેમાં દુકાનદારને મઝા પડવા લાગી અને બેત્રણ પાડોશી ત્યાં ભરાઇ ગયા, તે પૈકી એક લ્હેરીએ પોતાના દામે ભાંગ મંગાવવા પોતાના વાણો-તરને મોકલ્યો, તેની સાથે ગગન ગાંઠીયા મંગાવવા ચતુરભાઇએ ગજવામાંથી એક રૂપિયો કાઢી એને આપ્યો; ત્યારે ગુમાસ્તો બોલ્યો "એક રૂપીયાના તો બધા પાંચશેર ગગન આવશે, એટલા બધા શું કરશો?"

"બસ, માત્ર પાંચશેરજ. અહિં બહુ મોઘું મળે છે. ચાલો બીજું પાણી પીને ચલાવી લઇશું-પાંચશેરમાં પતી જશે."

બધાને હસવું આવ્યું. વાણોતર વિદાય થયો, થોડીવારમાં લઇને પણ આવ્યો. ભાંગ ઘુંટાઇ, બે ત્રણ જણે ગટગટાવી પછી ગગન ગાંઠીયાનું પડીકું છોડયું, બીજાઓએ તે ખાવાની ના પાડી પણ ચતુરભાઇના ભાંગના આકરા સોગન કોઇથી સહ્યા ગયા નહિ, અને થોડું થોડું ખાવું પડ્યું, વધ્યું તે કુતરાને નાખી દીધું, હાથ મોં ધોઇ બધા ચોખ્ખા થયા ને વાટાઘાટ શરૂ થઈ.

"આવું આવું રોજ ખાઓ છો."

"તો વર્ષમાં એકવાર કોણુ ખાતું હશે?

"ખર્ચ ખૂબ થાય"

"કોઈ ચક્રમનો મુલક જણાય છે! ભલા આદમી, ખાધામાં ખર્ચનો હિસાબ શો? પોતાના માટે છે કે બીજા વાસ્તે?"

"વારુ, આપનું નામ?"

"નામાંકિત છે."

"પણ શું?"

"શી શી ને ફટાક"

"એટલે?"

"એટલે! એટલે—એટલે ઉભયાન્વયી અવ્યય;" રંગપાણીનો રંગ લાગ્યો છે, એવું સઘળા માનવા લાગ્યા ને વધારે હેજતની વાત અગાડી છેડી:—

"ક્યાં રહો છો?"

"લંકામાં."

"લંકામાં?"

"હા, મોટી લંકામાં."

"ન્હાની લંકા છે?"

"જી; નાની લંકા એ કે જે સોનાની હતી અને જ્યાં રાક્ષસ રાવણ રાજ્ય કરતો હતો. મોટી લંકા એ કે જે વિશ્વેશ્વર મહાદેવનો વાસ છે ને જ્યાં એમના ભક્તો ભાંગની બીજબાનીયો ઉડાવે છે!"

"ખુબ કરી."

"ખુબ નહિ, ખુબ કરી એવા શબ્દો તો કોઇ સામાન્ય કોટિમાટે; અમારે વાસ્તે તો બડી બડી બાતેં બોલાય છે, વારુ, કહેશો આજ શહેરમાં આ બધી ધમાલ શાની છે." ચતુરભાઇએ ધીરે રહીને મમરો મૂક્યો.

ભોળાભાવે બજારના વાણિયાએ જવાબ વાળ્યો. "અહિના ઠાકોર કરણસિંહના કુમારનાં દશેક દહાડા પછી લગ્ન થનાર છે."

" જાન ક્યાં જવાની ? "

" ગામમાંજ વરઘોડો ફરશે. જોવાની બહુ મઝા આવશે. "

" એ તો ઠીક, પણ ગામમાંજ એવા બીજા કયા રાજાની કન્યા છે ! "

" કન્યા તો કંઇથી ઉપાડી લાવેલા છે; બજારમાં બહુ પડપુછ કરશો નહિ એનું નામ કમળા કહેવાય છે. વધારે હવે બોલવાનું માંડી વાળો. થાય તે ધીરે ધીરે જોજો. "

પણ—પણ--કમળા ! અરરરર ! ભોગ બાપડા કુમારના !

હાય ! હાય ! ( શ્વાસથી ઉછળતા પેટે હાથ દાબતો ) એ કભારજા અહિં ક્યાંથી ! ભુત પલિતનું ઘર એતો—અહંહંહં છે કોઇ રાજ્યભક્ત ! રાજાને કહી, રાજકુંવરને અવિવાહિત રાખી એના જતા જાનને બચાવનારો ?

બધા અચંબો પામ્યા, ગભરાયા પણ ખરા, વસ્તુ સ્થિતિ જાણવા ઉત્કંઠિત પણ થયા, પણ બજારમાં રાજાને લગતી વાતચિત કરતાં વાણીયાભાઇના ધોતર ઢીલાં થતાં હતાં એક લાલચુ વાણીયાએ ચતુરભાઇને પોતાને ઘેર નોતર્યા. હેતુ એ હતો કે રાજ્યહિતની વાત મળે તો દરબારમાં નિવેદન કરી કાંઈક ઇનામ ખાટી જવાય. ઘણા આગ્રહથી ચતુરભાઇ વાણીયાને ત્યાં ગયા, બાંધ રાખેલી વાત યથાસ્થિત પ્રતિપાદન કરવા ત્રણ દિવસની ચતુરભાઇએ મુદત આપી અને કારણ એવું બતાવ્યું કે ' મારે બીજી કેટલીક બાતમીઓ મેળવવી પડશે ' સાથે સાથે વાણિયાભાઇને એવું પણ ઠસાવી દીધું હતું કે પોતે એક ઠાકોરનો લાડીલો વિદૂષક માસિક ત્રણુસોનો પગારદાર આદમી છે. !

પુજા માટે પુષ્પનું પડીકું મુકવા આવનાર માલણ સાથે શેઠની ગેરહાજરીમાં ચતુરભાઈએ બાઇબંધી બાંધી દીધી ( પણ કામ પુરતીજ ) " લક્ષ્મી દેખીને મુનિવર ચળે. " માલણને મજા થઇ અને છાનું છપનું દહાડામાં બે વાર ચતુરભાઇને મળવાનું રાખ્યું. રાજ્ય અમલદારના સ્નેહી હોવાનો ભારભર્યો ફાંકો ધરાવનાર ચતુરભાઇએ અવેજ ખુટયાની વાત કરી અને તે લાવવાની ખાતર એક પોતાની ભાષામાં ચીડી લખી આપીને ઘરડી

આલણના કિશોર પુત્રને ભાનુના પિતા ' રણધીરસિંહ ' ના દરબારમાં મોકલ્યો.

# પ્રકરણ ૧૯ મું.

## " ભુત "

ઘણીવાર એવું પણ જોવામાં આવે છે કે મોટાના છોકરા ઓથડ હોય છે; આમજ ઠાકોરશ્રી કરણસિંહનો કુમાર મોહનસિંહ ભણવા ગણવામાં ને આચાર વિચારમાં છેકજ ઓથડ હતો; અરે એને લખવા વાંચવાનુંજ ગમતું નહિને ? માત્ર મિત્રમંડળમાં બેશી રહેવું, ત્યાંથી પોતાની ખુશામત સાંભળવી અને મોજ મજા ઉડાવવી એ કુમારના જીવનનો કહો કે આયુષ્યનો ક્રમ હતો. કુમારને કવિતાનો છંદ એમના મિત્રોએ લગાડેલો તેથી વળી ઓર લ્હેજતમાં તે ઘણીવાર ગરકાવ થઇ જતો અથવા કોઇ સારા ગાયકના ગીત પર ફીદા ફીદા થઇ-આફરીન થતાં મ્હો માગી બક્ષીસો આપવામાં જરા પણ આનાકાની કરતો નહિ. અને એજ પ્રમાણે બીજાના મનમાં દોરવાઇ જવામાં પણ. ભાઇ અને ભાંગનો ચસ્કો પણ ભારી હતો એ ભુલી જવું જોઇએ નહિં.

કમળા જ્યારથી અહિં આવીને રહી છે, ત્યારથી દિવસને ચોઘડીયે ચોઘડીયે મોહનસિંહ એની સુરત જોતો, જોતો ને મહોતો, મ્હોતો ને મલકાતો, મલકાતો ને નિશામાં ચકચુર થતો અને એના મિત્રો એને એના મલકાટમાં ઉત્તેજનજ આપતા.

સાયંકાળને સમયે ગામને પાદરે આવેલા પોતાના બગીચામાં એક પટાવાળાને લઇ, ઓળખાણ પાડવું એવી પ્રકૃતિના મોહનસિંહ હવા ખાવા બેઠા હતા, ત્યાં ( બગીચાના દરવાજા આગળ ) આપણા ચતુરભાઇ અદભુત વેશ ધરીને

આવી ઉભા; અને દ્વારપાળદ્વારા કુમારને ખબર કહેવરાવી કે કોઇ મળવા માગે છે.

ખાસ્સું પહેરેલું ઝુલતું પાટલુન ને માથે વિંટેલો ત્રણેકહાથની ફેરફરે એવો ફેંટો, પોતાના ઠીંગણા શરીરના કદથી પણ એક હાથ ઉંચો, હાથમાં પકડેલો દંડો અને ખભે ભેરવેલી ભાંગની કોથળીવાળી ઝોળી, આ ઉપરાંત એમનાં ત્રિપુંડાદિ ટીલાં ટપકાં વગેરે.જોઇ દ્વારપાળે તો હસી હસીને પેટ દુઃખાડયું અને પોતાના લહેરી કુમારને પણ આ મૂર્તિ જોવાથી આનંદ થશે એમ સમજી ખબર આપવા જવાનું એનું મન પણ થયું. અને નામ પુછ્યું, ચતુરભાઈએ નિવેદન કર્યું.

"બીજીયા સિદ્ધ" દ્વારપાળ કુમાર પાસે ખંચાતો, ખંચાતો ગયો અને સમાચાર નિવેદન કર્યા કે—સરકાર સાહેબને કોઇ બીજીયા સિદ્ધ નામના અવધુત વેશધારી મહાત્મા મળવા ઇચ્છે છે. મહંતનું રૂપ પેટ પકડીને હસાવે એવું અનુપમ છે મને તો કોઇ અનઘડ પુતળું લાગે છે મહારાજ."

કુમારને એવું તો ઘણું ગમતું હતું એટલે સત્વર અંદર આવવા દેવાની આજ્ઞા ફરમાવી. ચતુરભાઇ હાથીની પેઠે ઝુલતા ઝુલતા સરકાર સાહેબ (મોહનસિંહ) આગળ આવી ઉભા અને નીચા નમી ત્રણ સલામો ભરી શરૂઆતમાં એક ગીત લલકારવા માંડયું—

"મહાદેવ કહે સુન પારવતી
બીજીયા મત દેઓ ગમારનકું !
ગમાર પીવે બક બક કરે
હંડીઆ કો ભાત ઉઠાવનકું !
શુરા બી પીયે રણ બીચ લઢે
હસ્તીકો દંત ઉખાડનકું !
જોગી પીને હર બંબ કહી
"શંકરકો ધ્યાન લગાવનકું— મહાદેવ"

પંડિતને પંડિત મળતાં જેટલો આનંદ થાય, તેમ આ ભંગેરીને ભંગેરીભાઇ મળતાં મહાનંદ થયો ને એમાં વૃદ્ધિ કરી.

પેલા ગીતે, આદર પુછી ચતુરભાઇને પોતાની પાસે બેસાડયો ને એમનું નામ તો જાણવામાં આવ્યું હતું એટલે ગામ પુછયું:—

મારૂં ગામ તો કોઇ બી નહિ—મારા બાપનું ગામ "દરભંગા"

"તે તમારૂં ન કહેવાય ?"

"જી, નહિ, કેમકે પિતા મરી ગયા છે,"

"એટલે ઘર પણ મરી ગયું."

"અહં ! એમ નહિ, પિતા મરી ગયા છે ને એ ઘરમાં ભૂત થઇને રહ્યા છે; હું એ ઘરની માલકીનો દાવો ઉઠાવું તો હમણાં મને એ વળગે"

"ભડકો છો કેમ ? આ શો લવારો કરો છો, તમે ભૂત જોયેલું. તમને કશું વીતેલું ?"

"વાત બહું લંબી ચોડી છે-જવા દિજીયે."

"નહિ હું ઘણો ઇન્તેજાર છું"

"તો સાંભળો:—ચતુરભાઇએ ચલાવ્યું

અમારા દેશના રાજા ગુલાબસિંહની દીકરી કમળાને ઘણીવાર મારો બાપ (ભૂત) કનડતો, કોણ જાણે પૂર્વનાં પાપ હશે."

"હેં !!"

"જી, પછી જયારે ગુલાબસિંહને ખુબ કંટાળો આવ્યો ને રોજ દીકરીનામાં પેઠેલા ભુત પલિતના કકળાટથી રહેવાયું નહિ ત્યારે જેનામાં ભૂતે હમેશને માટે નિવાસ કર્યો છે એવી કમળાને એના પિતાએ વનવગડામાં રતોવઇ કહાડી મુકાવી (મીચેથી) બાપજી, બીજા કોઇને આ વાત કહેવા જેવી નથી કેમકે રાજાએ તો એવું અડાવ્યું છે કે છોકરી એની મેળે નાસી ગઇ છે. (થોડો શ્વાસ ખાઇને) અને જયારે એને ભુત ધુણતું ત્યારે એ બોલતી કે જે મારા ઘરમાં (એટલે મારા બાપના) રહેશે. તેને હું નડીશ—મહારાજ ! તોબાહ ! મેં ત્યારથી એ મકાનને નવગજના નમસ્કાર કર્યાં છે."

"પણ આ સાચું ?"

"તો જુઠું!" જુઠું કહેવામાં કાંઇ મતલબ છે. માનવું હોય તો માન્યું નહિ તો એટલેથી પડતું મુક્યું; પણ રહો હવે મને વાટવો છોડવા દો, થોડીક દમ મારવા દો. હં, બોલો, ખરા ખોટાની અજમાયશ કરવી હોય તો એ કમળાને ગોતી કાઢો, પછી અમાવાસ્યા આવવા દો ને જુવો મઝા."

"પણ એનો પત્તો તો મળ્યો છે."

"તો પત્યું, કરજો અજમાયશ. વારૂ, પણ કહો મને એ ક્યાં છે?" ચલમ ફુકતાં ફુકતાં ચતુર બોલ્યો.

"રે! મારે ત્યાં, એ તો મારી પત્નિ થનાર........"

"હાય——હાય——ત્યારે તો તમેય પલિતવાળા" કહીને મુઠીયો વાળી ચતુરભાઇ ત્યાંથી નાઠો; ગભરાયલો કુમાર એને જતાં રોકે તેટલામાં તો દડબડ દડબડ નાસતાં દરવાજા સુધી પહોંચી ગયો. દરવાજાવાળો રોકતાં અંટેવાળમાં આવ્યો, તેને પગની આંટી મારી ત્રણ ગોઠીમડાં ખવરાવી ચતુરભાઇએ પોબારા ગણ્યા. શંકા, શોચ, ભય અને અનેક તર્ક વિતર્કમાં કુમાર તણાવા લાગ્યો. ઘેર જઇ પિતાને વાત કરી. પિતાએ અશ્રદ્ધાથી કહ્યું કે તેમ હોઇ શકે નહિ, છતાં અમાસ નજીક આવે છે. ભુતની વાત ખરી ખોટી તે વખતે પ્રતીત થશે.



# પ્રકરણ ૨૦ મું.

## ગડમથલ.



પુનપુના નદિને કાંઠે શત્રુના માણસોમાં મારફાડ કરતાં મળી આવેલ બકુલા તથા મેનાથી ભાનુકુમારના હૃદયમાં પ્રસન્નતા તો ફેલાઇ તેમજ કમળા અને મેનકાનો પત્તો નહિ પામવાથી દીલગીરી પણ જાગી. આમ એક તરફથી હર્ષ અને

બીજી બાજુથી શોકના રંગોવચ્ચે રંગાતા ભાનુકુમારને સમજાવી પટાવી જેમ તેમ કરી જયમલ્લે, પોતાના નગર તરફ વાળ્યો અને તે એવી શરતે કે "ગમે તેમ કરીને પણ, ચહાય તો સર્વસ્વ નાશ થાય ત્યાં સુધી કમળા અને મેનકાને મેળવવાનું મંથન ચાલુ રાખવું."

હવે મેનકાથી મેના શી રીતે વિખુટી પડી અને કમળાથી બકુલા શી રીતે છુટી પડી એની વાટાઘાટ વાટમાં ચાલી. પ્રશ્ન પુછતાં પ્રથમ બકુલા બોલી—

"મણિના મકાનમાંથી જબરજસ્તીથી અમને બેને ઉપાડી લઇ ગયેલા માણસો નદી કાંઠે પડાવ નાખી પડયા હતા, ત્યાંથી લાગ સાધી મરવાની આશા પ્રથમ કલ્પીનેજ, પડાવ નાખતાની સાથેજ આંખઆડા કાન કરી કમળા ત્યાંથી ન્હાસી છૂટી અને થોડી વારે તે માલુમ પડયું. હું પણ ન્હાસવાના પેંતરામાં હતી પરંતુ કમળાની ન્હાસી છુટવાની ખબર ફેલાઇ ગઈ અને કેટલાકને મારી ચોકશાઇમાં મુકી બીજા થોડાક નાશી છુટેલી કમળા પાછળ તેને શોધવા દોડયા અને થોડી વારે "મળી છે મળી છે" નો પોકાર–પોકાર આવાજ મારા કાને પડયો. મેં જાણ્યું કે તે બિચારી પાપીના પંજામાં પાછી સપડાઇ ગઇ પરંતુ હવે તેને સ્થાને આ મેનાને હું જોઉં છું."

પછી જયમલ્લે, મેનાને પુછયું કે તું શીરીતે ફસાઇ પડી? મેનાએ કહ્યું. "અનેક આફતથી અકળાયલી હું, વખાની મારી મારી બેન મેનકાની સાથે ફરતી હતી. એક વેળા સંસારની અટપટોથી કંટાળીને બહેનને વિશ્વાસ દઇ, હું નદીમાં ડુબી મરવા આ તરફ આવતી હતી એવામાં શત્રુના માણસોએ મને "મળી ગઇ, મળી ગઇ" કહીને કબજે કરી લીધી. મેં ઘણુંએ સમજાવ્યું પણ શેતાનો કોઇ સાંભળેજ શેના? દૈવ જાણે હવે મેનકા બેનનું શું થયું હશે." મેના રોઈ પડી.

મેનકા અને કમળાની ખોળ કરવાના ભાઇ તરફથી મળેલા વચનનો આધાર આપી ભાનુંએ, મેનાને દિલાસો અને આશ્વાસન આપ્યું અને બધાં ઘેર ગયાં.

સાંજે સમો ભાનુકુમાર ઘેર પાછો વળેલો જોઇ પિતાના હર્ષનો પાર રહ્યો નહિ. બધું સવે પડયા પછી જયમલ્લે ભાનુને આપેલા પત્રથી પિતાને માહિત કીધા.

કમળાની ખોળ માટે પિતાએ સંપુર્ણ સહાનુભુતિ આપી પણ નીચ કુળમાં જન્મેલી અને ત્યાંના અધમ સંસ્કારોમાં ઉછરેલી, માત્ર હાલમાં સારી કહેવાતી મેનકાની ખોળ કરવાનું માંડી વાળવાનુંજ રણધીરસિંહને વધારે ઉચિત લાગ્યું. જો કે આ વિચાર ભાનુકુમારને જણાવ્યો નહિ પણ જયમલ્લને તો કહ્યુંજ; તથાપિ વચનથી બંધાયલો જયમલ્લ નિશ્ચય ફેરવવા લાચાર હતો.

ચાલો, હમણાં તો જેની આશા છોડવામાં આવી હતી તેવા હીરા જેવા દીકરાને સહીસલામત ઘેર આવેલો જોઇ પિતા રાજીજ થયા.

જયમલ્લનું મન પેલી મેનામાં વળતું હતું તે શા વાસ્તે કહેવામાં છુપું રાખવું ? પણ નહિ, તે પોતાના મનપર કાબુ તો રાખતોજ હતો.

જમી પરવારીને બધા દિવાનખાનામાં બેઠા હતા અને કમળાની શોધ માટે ગોષ્ટી ચલાવતા હતા; તેવામાં એક જણ ચીઠી લઇને અંદર દાખલ થયો.

આ ચીઠી આપણા ચતુરભાઇએ માલણના છોકરા પાસે પોતાની ભાષામાં લખી મોકલાવેલી હતી. તેમાં તેમણે વાંચ્યુ "કમળા, હાજીપુરમાં કરણસિંહને ત્યાં છે, વેળાસર નહિ આવો તો વિવાહ થઇ જશે આ છોકરાને હાલમાં ત્યાંજ કાચી કોટડીમાં પુરી રાખશો."

# પ્રકરણ ૨૧ મું.

## પોગળ વેર્યું.

——:o:——

ભુતનો ભય પેસાડી ચતુરભાઇ કયાં ગયા, અથવા એ કયાં રહે છે એની કશીજ બાતમી મોહનસિંહને કે બીજા કોઇને

મળી નહિ; અને તે રાત દિવસ ચિન્તામાં—ગ્લાનિમાં અને ભ્રમમાં સોસાવા લાગ્યો.

ચતુરભાઇ ગમે ત્યાં રહેતા પણ હમેશાં પેલી માલણને મળતા. વાણિયાને ત્યાંથી તો ભાઇસાહેબ ક્યારનાય વિદાય થઇ ગયા હતા. મિષ્ટાન પાણી અને પૈસાથી માલણને પોતે હથેળીમાં નચાવતો અને તેનું કારણ હતું; આગળ ઉપર એની જરૂર હતી, અને અત્યારે પણ એના છોકરાને રણધીરસિંહને ત્યાં ચીઠી લઇને મોકલેલો વાચક વાંચી ગયા છે. તે છોકરો હવે પહોંચી ગયેલો હોવો જોઇએ એમ જ્યારે ચતુરને ભાસ્યું ત્યારે પ્રસંગ લાવી માલણકને વાર્તાલાપ ચલાવવા લાગ્યો.

"સાંભળ્યું છે કે તમારા રાજકુમારનું લગ્ન થવાનું છે?"

"છે સ્તો, પણ છોકરી ક્યાં પાંશરી છે–રોજ રડે છે ને તોફાન કરે છે."

"કેમ એમ"

"દેવ જાણે શાથી."

"એ તો ગુલાબસિંહની તનુજા ને?"

"હા, એજ."

"એના વિવાહ તો અમારા રાજકુમાર ભાનુકુમારસાથે થવાના હતા!"

"એતો કોણ જાણે, પણ એટલું તો જાણું છું કે એ રોજ "ભાનુ–ભાનુ" એ નામની ઝંખના કર્યા કરે છે."

"તો તમે રાજાનાં માનીતાં માલણ છો; ને, પ્યારી! જો પેંતરો રચી એ કન્યાને આપણા કબજામાં લઇએ તો ભાનુ-કુમાર મારફતે આપણે ભલું ઇનામ ખાટી શકીએ."

"ભુલે ચુકે એવી લાલચમાં પડશો નહિ. રાજા, વાજાં ને વાંદરાં રીઝે તો રાજ આપે અને ખીજે તો માથું કાપે."

"ફિકર નહિ, હું તો હરદમ મારો જીવ હથેળીમાં રાખીને ફરૂં છું? પણ અફસોસની વાત છે કે તું આટલી ઘરડી બુઢ્ઢી છતાં મરવાથી આટલું ડરે છે!

"તો મને મારી નાખવા તમે મારી સાથે દોસ્તી બાંધી છે. ?"

"તો મને લુંટી ખાવા તેં મારી દોસ્તી બાંધી છે ?"

"બડો બદમાસ દેખાય છે ?"

"ને સાથે તું પણ બદમાસ થઇશ તો કામ ચાલશે."

"ખબરદાર ! મ્હોં સંભાળ નફ્ટ ! આ શું બકે છે ?

"ચૂ—પ !. બધું જ બરાબર બકું છું ! જો હુ મારૂં મ્હોં સંભાળીશ ને તું તારા ડોળા સંભાળ જે હો, નહિ તો અહી તીરંબાજી ઉડશે તેમાં તું જીતી શકે કે હું તે વાત સમજી શકાય એવી સહેલી છે ! તું જાણે છે ? મારામાં મુળથી આદતજ એવી પડેલી છે કે બીજાનો કબજો લેતા પહેલાં તેને બીજી રીતે બંધનમાં નાખું છું !."

"હું તારા બંધનમાં ? મારે ને તારે શું છે ? ધારૂં તો હુ સ્ત્રીચરિત્રથી તને ફાંસી દેવરાવું."

"દેતાં દેવરાવશે પણ તારા છોકરાને કદાચ દેવાઇ હોય !"

"પાગલ શું બકે છે—આ શાં તર્કટ ઉભાં કર્યાં છે, સાચું કહે, ના કહે તો તને ભગવાનના સોગન છે."

"વગર સોગને કહું—જો ! વિશ્વાસ હોય તો સાચુ માનજે અક્ષર પણ અત્યારે જુઠો નથી બોલતો—તારા પુત્રને ચીઠી લઇને મોકલ્યો છે તેમાં મેં કાંઇ પૈસા મંગાવ્યા નથી પણ એટલું લખ્યું છે કે "કમળાનો પત્તો અહિંથી મળ્યો છે. તમે તાબડતોબ આવો અને આવેલા છોકરાને કેદમાં નાખજો."

"હાય હાય !"

"શા વાસ્તે ? મને મારા કામમાં મદદ કર, એટલે એ છુટો થઇ જશે. ચીઠી લખું એટલીજ વાર."

માલણને બીજો ઇલાજ નહતો. કદાચ એને સુની સુઠી હત તો બીજું કાંઇ કરી શકત, પણ ચતુરભાઇ એમ ચુકે એવા નહતા એટલે માલણે કબુલ કર્યું અને બન્ને જણ કારસ્તાન રચવામાં ગુંથાયાં. માલણે મદદમાં એક બીજી બાઇડીને પણ બોલાવી લીધી.

# પ્રકરણ ૨૨ મું.

## કિનારે વહાણ બુડયું.

---

વસ્તુત: ચતુરભાઇની સતામણીથી તો નહિ તથાપિ પોતાના એકના એક લાડકવાયા દીકરાને જીવતો જોવાના પ્રયોજને માલણ, ચતુરભાઇના કામમાં મદદગાર થઇ અને બીજે દહાડે જ્યારે ફુલની છાબ, ઠાકોરને ત્યાં આપવા પહોંચેલી ત્યારે કમળાને સંજ્ઞાથી બહાર બોલાવીને, ધાંધલ મચાવવા સમજાવી દીધી. મુદત પ્રમાણે એને ભૂતાં ધૂણવા લાગ્યાં. મુળથીજ ભૂતના કામમાં માલણ બહુ આહોશ ગણાતી અને એ રાણીની માનીતી હોવાથી કમળાનું ભૂત કાઢવા એનેજ બોલાવવામાં આવી પણ એના આવવાથી તો કમળાએ વધારે ફેલ કરવા માંડયા અને તે એટલે સુધી કે શીધી શીધી માલણ પાછી ન ચાલી ગઇ એટલે એને ડરાવી ને એના માથા પર કમળાએ હાથ મુકયો: હાથ મુકતાની સાથે માલણ પણ તેની માફક ધુણવા લાગી.

ઓય ? ગજબ ! રાણી તો ત્યાંથી ભડકીને ન્હાઠી, રાજપુત્ર પણ પાષાણના પુતળા જેવો બાજુ ઉપર ઉભો, ખબર કરતાં ઠાકોર પણ ત્યાં આવી પહોચ્યા અને એને અત્યાર સુધી ભૂતનો વ્હેમ નહોતો તે પણ સ્વીકારવા લાગ્યા. એટલુંજ નહિં પણ આવી ભૂતડીસાથે પોતાના પુત્રના વિવાહ કરવામાં કશોજ માલ નથી એવા નિશ્ચય પર આવી ગયા. નિશ્ચય કરાવીનેજ માલણને પાછા ફરવાનું હતું અને તે સંકેત પ્રમાણે થયું એટલે ધીમે ધીમે ભુત જેમ જેમ ઉતરતું ગયું તેમ તેમ પોતે પોતાના ઢોંગને ત્યજીને શુદ્ધિમાં આવવા લાગી. અને 'તોબાહ' દર્શાવતી માલણ પોતાને માર્ગે પડી. બધાં ગભરાયલા હૃદયે દાંતમાં આંગળી ઘાલી ઉભાં, બેઠાં, શું કરવુ અને એને ક્યાં મુકી આવવી તેના વિચારમાં પડી ગયાં.

એટલામાં બહારથી કોઇ ખબર લાવ્યું કે "કોઇ ચીઠી લઇને આવ્યું છે." ચીઠી લઇ આવવાની આજ્ઞા થતાં પ્રતિહાર લઇ આવ્યો, તે ઉકેલીને કરણસિંહ વાંચવા લાગ્યોઃ—કમળાને ભૂત પલિત કશુંજ નથી, માત્ર ચતુરસિંહ નામના ભાનુકુમારના એક મિત્રનુંજ ઉભું કરેલું આ સવ તર્કટ છે; બધી હકીકત આજ્ઞા થતાં રૂબરૂમાં નિવેદન કરીશ. કોઇરીતે ગભરાવાનું કારણ નથી." પત્યું ! ચીઠી વાંચી બધાનામાં કંઇક નવિન તેજ ઉમેરાયું; અને ચીઠીવાળી બાઇને ભિતર બોલાવાની આજ્ઞા થઇ.

---

# પ્રકરણ ૨૩ મું.

## "નાગણ"

---

મણિનો વધ કર્યા પછી મેનકા, સુરસિંહને લઈ ભાનુકુમારના શિરોહી પ્રદેશતરફ વળેલી અને ત્યાં એક ભાડે મકાન રાખીને રહેલી. તે દરમિયાન સુરસિંહદ્વારા પોતાના આવ્યાની ખબર ભાનુકુમારને પહોંચાડી. આ ખબર જાણી કમળા અને મેનકાના વિયોગથી બળતો કુમાર દુનિયાની મઝાનો જરા પણ ખ્યાલ આણ્યા શિવાય મેનકાના મકાનમાં ગયો અને આ વિશ્વાસુ હૃદયવાળા કુમારને આવતો જોઈ કુલટા મેનકા એને બાવથી ભેટી પડી, અને થોડીવાર સુધી કોઇથી કાંઇ બોલી શકાયું નહિ. પછી બેઠાં અને પ્રથમ શી વાત ઉપાડવી ! ઘણે દહાડે ભેગાં થયાં તો કઇ વાતમાં વધારે મઝા પડશે ! એનો ઉભય વિચાર કરવા લાગ્યાં, પછી કુમારે ભોળાભાવે વાત છેડી.

દૈવની કૃપા થાય ત્યારે સાથે લાગી થાય; એક તો આમ અણધારીરીત્યે તારો મેળાપ થવાથી મહા આનંદ થયો તેમ કમળાનો પત્તો મળવાની વાત સાંભળીને તને પણ આનંદ થશેજ."

મેનકાના પેટમાં તો તેલ રેડાયું પણ ઉપરથી ઉત્સાહ દર્શાવતી કમળાનું ઠામ ઠેકાણું પુછવા લાગી. ચતુરભાઇએ પોતાના

આટે કરેલી પ્રશંસાયુક્ત યુક્તિથી મેનકાને માહિત કરી અને હવે લશ્કર ભેગું થયેલું છે ને થોડુંક બાકી છે તેની વ્યવસ્થા બરોબર થઇ તૈયાર થઇ જશે એટલે યુદ્ધ માટે ઉપડવાનો ઠરાવ છે; એ વાત પણ કુમારે મેનકાને જણાવી દીધી, મેનકાએ આ વાતને સહાનુભુતિ આપી અને યુદ્ધમાં કુમારનો વિજય ઇચ્છતાં કહ્યું કે "વિયોગ નહિ સહી શકાય" આ શબ્દો સાંભળી લાગણી-વશ થયેલા કુમારે એને સારી રીતે આશ્વાસન આપ્યું અને થોડાજ વખતમાં પાછા મળવાનો વાયદો કરી પ્રફુલ્લ હૃદયે કુમાર મકાન તરફ પાછો વળ્યો. આ તરફ મેનકાએ હાજીપુરનો માર્ગ લીધો અને મળી ચુકેલી બાતમીનીજ ચીઠ્ઠી ઘડીને કરણસિંહને ધરેલી તે વાંચનાર પાછળ વાંચી ગયા છે.

કરણસિંહનો વ્હેમ ટાળવો એ મેનકાને મન નજીવી વાત હતી, વ્હેમ ટળ્યો અને માલણને તેડવા એક દાસી ગઇ પણ ચતુરભાઇ ઓછા કાબેલ નહતા. ભ્રમ ભાગ્યાની વાત જાણતાની સાથેજ માલણને લઇ ક્યાંય પલાયન થઇ ગયા હતા.

---

## પ્રકરણ ૨૪ મું.

### ખુનની વાત.

---

હાજીપુરના શીમાડે ભાનુકુમાર છાની છાવણી નાખી પડયો હતો તથાપિ તેનો ચ્હેરો ઉદાસ હતો, હથિયાર હાથમાંથી હેઠે મુકાયલાં હતાં, હૃદય તેનું નિસાસો નાંખ્યા કરતું હતું અને પાગલ પેઠે આમતેમ આંટા મારતો હતો; એવામાં એનો ભાઇ જયમલ્લ ત્યાં આવી ચઢયો. "ત્રણ દિવસ થઇ ગયા છતાં કશા સમાચાર નહિ જણાયાથી પિતાને ફિકર થઇ ને તેથી મને મોકલ્યો" એવું જયમલ્લે કુમારને કહ્યું. કુમારથી કશું બોલી શકાયું નહિ, કંઠ રૂંધાઇ ગયો, સહજ ગળગળો થયો ને મહેનતપર પાણી ફરી વળતું હોવાથી એ છેક બેહોશ બની ગયો હતો. આ બધું જોઇને જયમલ્લનુ કાળજું પણ ધડકવા લાગ્યું અને એમ થવાનું પ્રયોજન પુછયું. આ વખતે ચતુરભાઇ પણ

અહિંજ મળી ગયેલા હતા અને ચતુરભાઇ દ્વારાજ, કમળાના ઢોંગ સંબંધી કોઇ સ્ત્રીએ કરણસિંહને ઠસાવેલી વાતોની ખબર ભાનુકુમારને વિદિત થઇ હતી. અને તેથીજ ભાનુકુમારનું વદન વિલું થયેલું હતુ. તે જ્યારે કુમારથી કહેવાણું નહિ ત્યારે ચતુરભાઇએ જયમલ્લને કહ્યું અને વધારા તરીકે ઉમેર્યું કે સમયસુચકતા વાપરીને હમણાં જેવા આવ્યા તેવાજ ચુપચુપ પાછા વળવું એજ બહેતર છે કેમકે હવે બળથી કામ થાય એવું નથી તે કળે કળે કામ કાઢી લેવાનું હું વચન આપું છું." અત્યાર સુધી ચતુરભાઇએ કરેલાં કામ અને તેમાં મળેલી ફતેહથી જો કે જયમલ્લને વિશ્વાસ બેઠો અને પાછું ઘરભણી ફરવાનો વિચાર પણ રૂચિકર લાગ્યો તથાપિ ભાનુકુમારને મન આમ કરવું તે લાંચ્છન લાગવા જેવું જણાતું ને તેથી તેણે ઘણી હઠ પકડી પરંતુ આથી ચતુરભાઇનું મન બહુ દુઃખાયા જેવું જોયું અને તેના માનની ખાતર પોતે પાછો ફરવા કબુલ થયો અને પાછો ફર્યો.

અત્યાગ્રહ કરી પાછા ફેરવવામાં ચતુરભાઇનો ખાસ હેતુ તો એજ રહેલો હતો કે—એણે, પેલા ભાઇબંધ વાણિયાના મોંથી કમળાના ખૂનની વાત સાંભળી હતી! આ વાતની પ્રતીતિ પોતાને પ્રત્યક્ષ પણ થયેલી ને તે એવી રીતે કે ખૂનવાળું શબ ગંગાના ઘાટ તરફ લઇને માણસો જતા હતા તે એની નજરતળેની વાત હતી ત્યારે જો આ ખરૂંજ હોય તો લઢવાનું કોના માટે!

## પ્રકરણ ૨૫ મું.

### પરિણામ.

છુપી વાત ચાડન તો થવાનીજ; ત્રણસો માણસોના કાને કમળાના ખૂનની વાત અથડાઇ અને ભાનુકુમાર કાંઇ અજ્ઞાત રહે એ ન માનવા જોગ છે. ખરેખર, ખૂનના શબ્દોએ કુમારને

ભારી ઘા લાગ્યો અને મરણતુલ્ય સ્થિતિમાંજ આવી રહ્યા અત્યારે એ મહા દર્દીની પેઠે પીડા પામતો પલંગપર પડયો છે.

ચતુરભાઇની ચતુરાઇ પણ બર આવી નહિ તેથી એ પણ નિરાશ થાય તેમાં નવાઈ નથી. પોતાના પક્ષમાં લીધેલી માલણને એનો છોકરો સોંપી દેવરાવ્યો ને પોતાને ઘેર તે માલણને વિદાય કરવામાં આવી. લઢાઇ લઢાઇની ઠેકાણે રહી. ત્હોં વિકારી ઘરમાંના સઘળા બેસી રહ્યા છે, આ તો એક કમળા ગુમાવી ને તેની વાંસે કુમાર પણ મરવા પડયો છે. બધાંને ઘણું લાગી આવ્યું.

મેનકાનો હેતુ પણ પાર ન પડયો અર્થાત્ એની ધારણા તો એવી હતી કે કમળાનો નાશ કરવાથી પોતે કુમારસાથે સારી રીતે સસારસુખ ભોગવી શકે પરંતુ તે પરિણામ તો જોવા એ ભાગ્યશાળી બનીજ નહિ. કાળું કામ કરીને જેણે પોતાના પર વિશ્વાસ રાખેલો એવા પવિત્રાત્મા સન્મુખ ભોળા ભાવે જઇને પાછું ઉભું રહેવું, એ એના Conscienceની વિરૂદ્ધજ વાત હતી. હવે આમેય જ્યારે ખુન તો થયું છતાં કુમાર સાથે વિલાસ ભોગવવા ભાગ્યશાળી ન થઇ ત્યારે એને પણ પોતાના કર્મપર અને વિશેષે કરીને કુળ તેમજ અવતાર પર તિરસ્કાર છુટયો. કુમારે એકવાર કરેલો બચાવ એને ખટકવા લાગ્યો અને ખરેખર મેનકા અત્યારે મેનકાથી પલટાઇ ગઇ અને અતિ દુષણભર કર્મને અંતે એને અંતઃકરણથી પશ્ચાતાપ પણ થયોજ અને પશ્ચાતાપે એને પોતાના મુળ (પિતાના વખતના) વતન ગયાજીમાં જઇ ભકિત સેવામાં આયુષ્ય પુર્ણ કરવાનો દ્રઢ સંકલ્પ કરાવ્યો. સંકલ્પ કરીને કરેલાં કર્મની ક્ષમાર્થે એક પત્રિકા લખીને રણધીરસિંહના દરબારમાં સુરસિંહ સાથે મોકલાવી અને તેને પણ છેલ્લાજ પ્રણામ કર્યા. મતલબ કે એને એનો માર્ગ શોધી કાઢવાનું શ્રીફળ મળી ચુક્યું અને મેનકાએ સંસાર ત્યાગ કર્યો.

રણધીરસિંહના હાથમાં ચીઠી આવી અને જયમલ્લે તે વાંચી આથી તો બળતામાં ઘી હોમાવા જેવુંજ બન્યું. જે મેનકાને

પોતે હૃદયથી મ્હાતો એજ મેનકાએ આ પરિણામ આણેલું જોઇ કુમારના સ્નેહાળ હૃદયમાં કેટલો વજ્ર જેવો ઉંડો ઘા લાગ્યો હશે એની તો માત્ર આપણે કલ્પનાજ કરી શકીએ. આ ઉપરાંત "કદિ કદિ ખુન નહિં થયું હોય ને કોઇએ ખોટી વાત ફેલાવી હોય" એવો કુમારને અને અન્યને પણ ખ્યાલ આવતો તે પણ નષ્ટ થયો ને ખુન થયાનું સિદ્ધ કરી આપ્યું અને તે આ પત્રથીજ."

કુમાર બીલકુલ હવે બેભાન બની ગયો, એનો પ્રાણ તાળવે આવી રહ્યા હતો, શરીરમાંનું માંસ ને રૂધિર સુકાઈ ગયેલું હોવાથી ખાલી ખોખા જેવું માત્ર હાડપિંજર બેડોળ દેખા દઇ રહ્યું હતું. ટુંકામાં અત્યારે ભાનુ જેવો ભાનુકુમાર નહોતોજ.

હૃદયનું દર્દ કળનાર કળી શકયા હતા પણ કોઇ દવા દે એવું હતું ? માબાપ માથે હાથ મુકે, હુંફ આપે, માગે તેવાં ભોજન જમાડે અને બીજા બાહ્યોપચારે આશ્વાસન આપે, મિત્રો દિલાસો દે, દેવી વાતો કહે, ઉંડાં જ્ઞાન બોધે અને રસજ્ઞતા બતાવે તથાપિ તેથી તૃપ્તિ થાય તેવી સ્થિતિ અત્યારે ભાનુકુમારની હતી ?

સગાં અને સહોદર બાપા બચોલાં કરે, જોઇતી દવાદારૂ લાવી હાજર કરે એથી વધારે શું ? જે એને જોઇએ અને જેનાથી એને તૃપ્તિ થાય તેવું કોઇ મેળવી આપનાર છે ?

આશા છોડી, મ્હોં વિકાસી પ્રભુ પ્રભુના નિસાસા સાથે ઉચ્ચાર કાઢતાં સગાં વહાલાં કુમારની પથારી આગળ ટોળે વળી બેઠાં હતાં તે વખતે બે સમવયસ્ય કિશોર કુમાર પથારી આગળ આવી ખડા થયા અને કોઇ કશું પૂછે કે બોલે, તે પૂર્વે તો તેઓએજ વાત ઉપાડી.

"કુમારને મટશે. એમની દવા મારી પાસે છે."

અજાણ્યા મકાનમાં અજાણ્યો આદમી આમ બોલતો જોઇ બધાં સાશ્ચર્ય વિચારનિમગ્ન બની ગયાં. ચતુરભાઇએ ટુંકાક્ષરી કહેલી:— કયાંથી આવો છો; શું નામ ?"

"હાજીપુરથી આવું છું, ને મારૂં નામ કમળા." પુરૂષવેશ

કાઢી નાખ્યો ને કમળા પોતાના ખરા ડ્રેસમાં આવી લજાતી ઉભી રહી અને સર્વનામાં નવજીવન રેડાયું. કુમાર પણ સતેજ જણાયો અને સ્વપ્ન અનુભવવા લાગ્યો; કમળાએ કોઇને વધારે ઉત્કંઠિત રાખ્યાં નહિ અને બોલવું શરૂ કર્યું.

મારા ખૂનની વાત મેનકા મારફત મળી હશે. હકીકત ખરી હતીજ. તફાવત માત્ર એટલો પડી ગયો કે મારી બરદાસમાં રાખેલી બિચારી એક ભલી દાસી મારી જગ્યાએ સુઇ ગએલી ને મને રાતે ચેન નહિ પડવાથી હું મહાલયના ધાબાપર જઇને સુતેલી, તેજ રાત્રીએ મને કમળા જાણીને પેલી દાસીનું મેનકાએ ખૂન કર્યું. ખૂનની ખબર મળતાંજ હું રતોવાઇ છેક નીચી બારીએથી ભુશકો મારી ગભરાયેલે હૃદયે ત્યાંથી નાઠી. ખરેખર! હવે મરવુંજ, એ ભાવે ભુશકો મારેલો પણ દૈવ ઇચ્છાનુસાર બચી અને દરવાજા બહાર નીકળતાં મારી શોધમાં ફરી ફરીને મરણતુલ્ય બની ગએલા મારા વ્હાલા ભાઇ કુસુમનો પ્રભુ કૃપાથી ત્યાં આગળજ ભેટો થઇ ગયો અને અમે બન્ને પ્રભુનો ઉપકાર માનતાં આ તરફ આવ્યાં—"

"અને સઘળાને—તેમાં વિશેષે કરીને કુમારને જીવિતદાન આપ્યું." ચતુરભાઇએ લાગણીપુર્વક કહ્યું.

અવધિ! આ બધી સંસારલીલાના અનુભવોથી રંગાયલાં અકુલા અને મેના-બન્નેએ બ્રહ્મચર્યવૃત સ્વીકાર્યું અને તે અવસ્થામાંજ વિશ્વકલ્યાણ કરવાનું પણ લીધું, આ તરફ ભાનુકુમારનાં કમળાસાથે મોટી ધામધુમથી ભલીરીત્યે લગ્ન થયાં. આ કામમાં ચતુરભાઇને સારા શિરપાવ અપાયા.

